ગણુપતરામ મહારાજની બનાવેલી

# ઉપદેશ ચિંતામણી.

છાપી પ્રસિદ્ધ કરનાર.

હરિભાઇ દલપતરામ પટેલ.

ઠે. શાહપુર—અમદાવાદ.

સોલ એજંટ:-

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

ઠે. પાનકોર નાકા—અમદાવાદ.

આવૃત્તિ ૫ મી. પ્રત ૪૦૦૦.



સંવત ૧૯૭૬. સને ૧૯૨૦

કીંમત રૂ. ૦-૮-૦

મહારાજ શ્રી ગણપતરામની બનાવેલી

# ઉપદેશ ચિંતામણી.


છાપી પ્રસિદ્ધ કરનાર.

**હરિભાઈ દલપતરામ પટેલ.**

ઠે. શહાપુર—અમદાવાદ.

સોલ એજન્ટ:-

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

ઠે. પાનકોર નાકા-અમદાવાદ.

આવૃત્તિ ૭ મી, પ્રત ૪૦૦૦

સંવત ૧૯૭૬. સને ૧૯૨૦

કીંમત રૂ. ૦-૮-૦

# અનુક્રમાણિકા.



# ઉપદેશ ચિંતામણી.

## અથ મંગળાચરણ.

### દોહા.

શ્રીવર છો અશરણ શરણ, તારજો ભવ કીરતાર;
વિઘ્ન નીવારણ ચરણ તવ, વન્દુ વારમવાર. ૧

### છંદ ત્રીભંગી.

શ્રીવર જયકારી દેવ ઉદારી,
ભવ ભયહારી અવીકારી;
કર બંસી ધારી ગૌવન ચારી,
તવ ગતી ન્યારી તપ ધારી;
સમરે ત્રીપુરારી તત્વ વિચારી,
વરણી તારી કૃતિ સારી;
જયજય મોરારી ગીરિવરધારી,
કુંજવિહારી સુખકારી. ટેક
અવીચળ અવિનાશી વિશ્વવિલાસી,
ઘટ ઘટ વાશી ગુણ રાશી;
અણીમાદિક દાશી અલખત ખાશી,
પુરણ પ્રકાશી જગવાશી;
કદી નહીંજ ઉદાશી ધરમ ઉજાશી,
નજર સુધાશી વ્રતધારી. જયજય૦ ૧

ધેંગાજન ધામી સદ્ચીદ્સ્વામી,
અલક અકામી જગ જામી;
નિર્મળ બહુનામી કોઇ ન દામી,
અંતરજામી નહીં ખામી;
હરીજનના હામી વૈકુંઠ ગામી,
નીગમ નમામી અસુરારી. જયજય૦ ૨
કોટી જગ કરતા અભરણ ભરતા,
વળી જગહરતા આચરતા,
માયા આદરતા અમ્રત ઝરતા,
ધરણી ધરતા અઘ હરતા;
થીરતાથી ઠરતા જે અનુસરતા,
તે જન તરતા ભવવારી. જયજય૦ ૩
દુનિયાના દાતા છો પિતુમાતા,
સુદર ભ્રાતા શોભાતા;
ગુણ સુરનર ગાતા વિશ્વ વિધાતા,
સ્થિર મન થાતા વિખ્યાતા;
પુરણ રસ પાતા જગના જાતા,
સત સોહંતા જઉં વારી. જયજય૦ ૪
જય દિનદયાળા દ્વીજ પ્રતિપાળા,
કાનડ કાળા ગોવાળા;
જપું છું તુજ માળા વાત વિશાળા,
તન દુઃખ ટાળા ઉપગારી. જયજય૦ ૫
જમુના ત્રટ જઇને થીર મન થઇને,
રાસ રચઇને શુભ થઇને;

વેણુ ગીત ગઇને અતિ ચીત ચહીને,
અમ્રત પૈને સુચી રહીને;
કરી અતિ આધિક ઇને વળી સુખદઇને,
સંગે લઇને વ્રજનારી. જયજય૦ ૬
ઉર ભક્તિ ઉપાવે સંત સુહાવે,
દરશન પાવે અતિ ભાવે;
ગર્ભવાસ ન આવે થીર મન થાવે,
નિરમળ લાવે ચીત ચહાવે;
ગણપત ગુણ ગાવે દાસ કહાવે,
પદ પર જાવે બલિહારી. જયજય૦ ૭

રાગ કાફી.

## પદ ૧ લું.

તુજ આ શરણુ આવ્યોરે,
ગણાધિપતિ તુજ આ શરણુ આવ્યોરે; ટેક.
તુજ આ શરણુ આયો, પ્રેમરસ સેજે પાયો;
લક્ષ ચરણમાં લાયોરે. ગણાધિ૦ ૧
બુદ્ધિ સિદ્ધિ બેઉ નારી, મુખક તણી સવારી;
તન મન જાઉં વારીરે. ગણાધિ૦ ૨
લક્ષ લાભ પુત્ર લેવા, સુરનર કરે સેવા,
દેવ માંહી મુખ્ય દેવારે. ગણાધિ૦ ૩
સમરતાં સુખ થાય, દેહ કેરાં દુઃખ જાય,
માતા અંબીકાજી માયરે. ગણાધિ૦ ૪
પિતા તો શંકર સ્વામી, દેવ કોઈ નાવે દામી,

નીરંજન નામીરે. ગણાધિ૦ ૫
નામથી વીઘન નાસે, પાપ કદી નાવે પાસે;
વિશ્વમાંહી વસ્યા વાસરે. ગણાધિ૦ ૬
પુજુ ગુરૂ તારા પાચે, જગ માંહી જશ થાચે;
ગણપત ગુણ ગાયેરે. ગણાધિ૦ ૭

પદ ૨ જું.

જ્ઞાન માટે ગુરૂ કરોરે, નફ્ટ નર
નુંઘરા કદી ન ફરો; નફ્ટ નર૦ ટેક.
નુંઘરા જો નર ફરો, તેથી નહિ ભવ તરો;
કોડે સતગુરૂ કરોરે. નફ્ટ નર૦ ૧
નારદે ન ગુરૂ કર્યા, વૈકુંઠથી પાછા ફર્યા;
ગુરૂ મળ્યે ઠામે ઠર્યારે. નફ્ટ નર૦ ૨
નુંઘરાનું પુન્ય નાસે, પ્રભુ નવ આવે પાસે;
બ્રહ્મ કદી નહીં ભાસેરે. નફ્ટ નર૦ ૩
નુંઘરાનું મુખ ન્યાળે, કલેશ ઉપજે તે કાળે;
ભક્તિ કદી ન ભાળેરે. નફ્ટ નર૦ ૪
દાનવ માનવ દેવા, સતગુરૂની કરે સેવા;
કહીએ એથી મોટા કેવારે. નફ્ટ નર૦ ૫
મોટા જન જેને મળ્યા, ભાવે ભક્તિમાં ભળ્યા;
વૈકુંઠની વાટે વળ્યારે. નફ્ટ નર૦ ૬
પુજો ગુરૂજીના પાયા, મુકી જગ કેરી માયા;
ગણપતે ગુરૂ ગાયારે. નફ્ટ નર૦ ૭

## પદ ૩ જું.

સમઝે તો ઘણું સારૂં રે, મુરખ મન સમઝે૦ ટેક.
સમઝે તો ઘણું સારૂં, વારે વારે તને વારૂ;
માની લે કહ્યું મારૂં રે, મુરખ મન૦ ૧
કાયા માયા જુઠી કેવી, ઝાંઝવાના નીર જેવી;
તારી સત્ય જાણુ તેવીરે. મુરખ મન૦ ૨
સુત દારા સેજ સારી, બંગલા બેઠક બારી;
તેમાં મતી મોહી તારીરે. મુરખ મન૦ ૩
ભોગ તારે મન ભાવે, અંતે વાંસે નહીં આવે;
લેશ નવ લાજ લાવેરે. મુરખ મન૦ ૪
જુઠી બાજી આતો જાણી,વદી લેને સાચી વાણી;
કરને ખરી કમાણીરે. મુરખ મન૦ ૫
મનુષ્યા જનમ મળ્યો, પ્રભુને ન પંથ પળ્યો;
ભુત પ્રેત માંહી ભળ્યોરે. મુરખ મન૦ ૬
ઠરી લે ઉત્તમ ઠામે, દુઃખ નહીં ભાગે દામે;
ગાયું ગણપતરામેરે. મુરખ મન૦ ૭

## પદ ૪ થું.

ચેતે તો ચેતાવું તુનેરે મુરખ મન,
ચેતે તો ચેતાવું તુનેરે. ટેક.
સજી અલખત સારી, ચીથ્યા કે છે મારી મારી;
નથી કાંઈ તારી ન્યારીરે. મુરખ૦ ૧
છે આ સુપનાની બાજી, છત કોઇની નવ છાજી;
પ્રભુ ભજી લેને પાજીરે. મુરખ૦ ૨

જોતાં.જોતાં સહુ જાશે, થનાર વસ્તુ તો થાશે;
કશું ન કરી શકાશેરે. મુરખ૦ ૩
ખંખેરીને હાથ ખાલી, આવ્યા એમ જશો ચાલી;
કરી માથાકુટ ખાલીરે. મુરખ૦ ૪
માંખીઓએ મધ કીધું, ન ખાધું ન દાન દીધું;
લુંટનારે લુંટી લીધુંરે. મુરખ૦ ૫
તન પડી જાશે તારૂં, મીથ્યા કહે છે મારૂં મારૂં;
બળતામાંથી ખોળ બારૂંરે. મુરખ૦ ૬
મરણ ભમે છે માથે, હાથે કર્યું આવે સાથે;
નીમેલું છે જગનાથેરે. મુરખ૦ ૭
સમજે તો સુખ થાયે, જનમનું દુઃખ જાયે;
ગણપત ગુણ ગાયેરે. મુરખ૦ ૮

( ચોપાઈ–ભક્તિ એવીરે ભાઈ એવી એ રાગ. )

પદ ૧ લું.

ગ્રહેવંતીને વરને વરવું, એવું ભગતીમાં ચીત આદરવું;
નટ દોર ઉપર ચડે છે, સાત બેહેડાં તે શીર ધરે છે.
તાંણી નેગ બે કરમાં તે વાર, નીરખે સહુ મળી નરનાર;
પટા ખેલીને પાર ઉતરવું, એવું ધ્યાન પ્રભુજીનું ધરવું. ૧
સતી સ્વામી મુવો જે વાર, ધરે અંગ તે સોળ શણગાર;
જાયે જુવતી તે બળવા જોતે, પાછી વળે કદાપી ન પોતે;
એને પતીની પ્રીત્યશું મરવું, એવું ભક્તિમાં ચીત આદરવું. ૨
શુરો સંગ્રામમાં સંચરે, ભડ પગલું પાછું નવ ભરે;
મરે ત્યાં લગી મામ ન મુકે, ચોટ શતરૂની એક ન ચુકે,

એને ફીકર તજીને ફરવું, એવું ધ્યાન પ્રભુજીનું ધરવું. ૩
દેખી દીપકનો દેદાર, ઉડી આવે પતંગ એ વાર;
ઝંપલાયે તે ઝાળમાં જ્યારે, તેને ફરવું મટે તે વારે;
એને તનમન અરપણ કરવું, એવું ભક્તિમાં ચીત આદરવું. ૪
બોલેબપૈયો બારેમાસ વાણી, પીએપ્રેમથી સ્વાતીનું પાણી;
એને ભુમિ પડયું નવ ભાવે, કોઇ નીર તે કામ ન આવે;
ભલું સ્વાતીનું ઘટમાં ભરવું, એવું ધ્યાન પ્રભુજીનું ધરવું. ૫
ચકોરનું જેમ લાગ્યું ચીત, પુરી બાંધી ઇંદુ સાથે પ્રીત;
દેખી પ્રકાશ સુરતાને સાંધે, બીજે બુદ્ધિ કદી નવ બાંધે;
એક ઠેકાણે રહીને ઠરવું, એવું ભક્તિમાં ચીત આદરવું. ૬
હરીજન હરી રસને પીવા, માથા સાટે માણે મરજીવા;
ચીતમાં એવા પ્રભુપદ ચ્હાય, ગુણ ગણપત વરણવી ગાય;
એને હરીજનથી નવ ડરવું, એવું ધ્યાન પ્રભુજીનું ધરવું. ૭

## પદ ૨ જું.

જો તું કોટીક કર્મ કરાવે, તોએ ભક્તિને તોલે નાવે.
ગૌણભક્તિના નવ પરકાર, પરાભક્તિનો કોઇ પામે પાર;
ગૌણભક્તિ પુરાણે પ્રમાણી, પરાભક્તિને વેદે વખાણી;
અન્ય સાધન ઉરમાં આવે, તોએ ભક્તિને તોલે નાવે. ૧
એમ શીખે તું પુરાણ અઢાર, જો તું સુખે વદે વેદ ચાર;
જો તું ભણે બીજાને ભણાવે, ચીતમાંહીથી જ્ઞાન ચલાવે;
જો તું સપ્ત સ્વરથી ગાવે, તોએ ભક્તિને તોલે નાવે. ૨
ગંગાજળ ચડાવે શીવલીંગ, જો તું પુષ્પ ચડાવે બહુ રંગ;
સ્તોત્ર મંત્રને ધુપદીપ સાધે, એમ ઉમિયાપતિને આરાધે;

બંને કરથી તાલ બજાવે, તોએ ભક્તિને તોલે નાવે. ૩
જો તું જટા વધારે શીષ, જો તું ભસ્મ ધરે અહોનીશ;
જો તું શબ્દ શંખનો સુણાવે, બની સીધ દુનીયાને ડરાવે;
જો તું ભલાં ભજન સુણાવે, તોયે ભક્તિને તોલે નાવે. ૪
જો તું મુન્ય ધારી થયો મુની, જોઈ જગ્યા પકડે સુની;
લાવી લાકડાં ધુણી ધખાવે, મીંચી નેત્ર ને માળા ફેરાવે;
જો તું સાંન કરી સમજાવે, તોયે ભક્તિને તોલે નાવે. ૫
જો તું કાન ફાડી મુંદ્રા ડારે, મુકી વસ્ત્ર લંગોટી મારે;
જો તું તુંબડ તાર વજાવે, ભજન બોલીને જન ભરમાવે;
જો તું વીર થઇ પુજાવે, તોયે ભક્તિને તોલે નાવે. ૬
બની વીપ્ર ને વેદ ઉચ્ચારે, પાળે સૌચ અતીશે આચારે;
જો તું અન્ન વીના કરે અહાર, આવી નમે નર ને નાર;
ગુણ ગણપત વરણવી ગાવે, તોયે ભક્તિને તોલે નાવે. ૭

## પદ ૩ જું.

જો તું સાધન સર્વ સોહાવે, તોયે ભક્તિને તોલે નાવે.
જો તું ખાંતે ભૈરવ જવ ખાય, કાશી કરવતે વેરાવે કાય;
મરે જઇને હેમાળા માંયે, તપ માંડે તરૂવર છાંયે;
જો તું શુન્ય સમાધી લાવે, તોયે ભક્તિને તોલે નાવે. ૧
વાંચી વેદાંત વાદને માંડે, છળ કપટ અંતરથી ન છાંડે;
જો તું પદ્માસન વાળી બેસે, બની ધ્યાંની ગુફામાં પેસે;
જો તું દસ વાર દીનમાં નહાવે, તોયે ભક્તિને તોલે નાવે. ૨
જો તું શીવલીંગ બાંધે શીશ, રાખે શંખ ન છોડે રીશ;
જોગી જંગમ થઇ કથે જ્ઞાન, કુળ આશ્રમનું અભિમાન;

બની જતીને જોગ જગાવે, તોયે ભક્તિને તોલે નાવે. ૩
જો તું સરોવર કુપ ખોદાવે, ભલા ઘીના હવાડા ભરાવે;
અભીમાન તણે ઉપાયે, નાંખી સાકરને પાયે ગાયે;
જો તું જગમાં જશ મેળાવે, તોયે ભક્તિને તોલે નાવે. ૪
ઠીક બનાવે દેવળ ઠાઠ, જો તું બંધાવે સરોવર ઘાટ;
આપે દાન થઇને દાતા, થાયે સજ્જનને સુખ સાતા;
જો તું વનમાં વાવ્ય ગોડાવે, તોયે ભક્તિને તોલે નાવે. ૫
જો તું અડસટ તીરથ નાહાયે, તારા પંડનુંપાપ ન જાયે;
ઉભો રહી તપ માંડે ઝોલા, કરે કીમીયેથી કંચન તોલા;
જો તું શ્વાસોશ્વાસ મેલાવે, તોયે ભક્તિને તોલે નાવે. ૬
જો તું કંચન મોહોલ લુટાવે, જો તું આંખ્યાં આંણ છોડાવે;
પ્રેમ સહીત ગુરૂગમ પાવે, પાંચ પકડી એકે ઘેર લાવે;
ભલી ભક્તિ ગણપતને ભાવે, ત્યારે દલમાં હરી દરસાવે. ૭

## પદ ૪ થું.

તન ધર્યું જેણે ભવજળ તરવા, તેને સતગુરૂ સાચા કરવા.ટેક.
જ્ઞાનહીણા ગુરૂ જો કરશો, ફેરો લખચોરાસીનો ફરશો;
નીચ કુળના ગુરૂ નવ કરવા, એથી અંતે ન પામે ઉગરવા;
એમ હરકત જગની હરવા, તેને સતગુરૂ સાચા કરવા. ૧
ગુરૂ વીના જ્ઞાન ન થાયે, મોટા મુનિજન કથે મહીમાયે;
જે અજ સનકાદિક શેષ, આદિ વિષ્ણુએ કર્યો ઉપદેશ;
અવિનાશીનું ધ્યાન આદરવા, તેને સતગુરૂ સાચા કરવા. ૨
જનક જેવા વીદેહી જેહ, ગુરૂ અષ્ટાવક્ર કર્યા તેહ;
પામ્યો પરીક્ષત પદ નીરવાણ,ગુરૂ શુકદેવ મળીયાસુજાણ;

સત્ય ધામે તે ધારે સંચરવા, તેને સતગુરૂ સાચા કરવા. ૩
સકળ મુનિ અને શિવશક્તિ, ભાવે કરે સતગુરૂની ભક્તિ;
રહુગણુને મળ્યા મુનિરાય, સાચી કીધી તે ભરથે છાંય;
વિશ્વપતિને ઈચ્છે કરવા, તેને સતગુરૂ સાચા કરવા. ૪
રામે વશિષ્ઠ ગુરૂજીને વંદ્યા, કૃષ્ણે સંદીપ કર્યા સુખકંદા;
ઉદ્ધવ અર્જુનને આપ્યું જ્ઞાન, ગુરૂ થયા શ્રી ભગવાન;
શ્વાસોશ્વાસ હરી સમરવા, તેને સતગુરૂ સાચા કરવા. ૫
નવનાથ ચોરાશી સીધ, ગુરૂ શરણુથી પામ્યા નવનીધ;
ગુરૂ પ્રસન્ન હરી પ્રસન્ન, દેખે એમ ગુરૂ દરશન;
એમ અગમ પંથ અનુસરવા, તેને સતગુરૂ સાચા કરવા. ૬
સંસાર સાગર નરહરી નાવ, ભક્ત કોઇક રાખે ભાવ;
ગુરૂ ખેવટીયા ગુણવાન, મટે મોહ માયા અભીમાન;
કહે ગણપત ઠેકાણે ઠરવા, તેને સતગુરૂ સાચા કરવા. ૭

( હરી ભજન થકી, છોટા હોય તે સહુથી મોટા થાયે—એ રાહ. )

પદ ૧ લું.

સતસંગ વીના, સમજણ સાધન અંતરમાં નહીં આવે;
સતગુરૂ વીના હરી મળવાનો મારગ કોણ બતાવે. ટેક.
સતગુરૂને પ્રથમ શરણે ધારી, તારે ભુલ ભ્રાંત ભ્રમણા જાશે;
એમ અંતરમાં પ્રભુ ઓળખાશે. સતસંગ વિના૦ ૧
સતસંગ વિના નવ સાર જડે, પુરણાનંદ કેરી ન ખબર પડે;
જેમ તાળી પડે ન એક હાથ વડે. સતસંગ વિના૦ ૨
સતસંગ થકી નર કંઈ સુધર્યા, તન શોધી ભવજળ તેજ તર્યા;
વશ વરતી કરી વીઠ્ઠલને વર્યા. સતસંગ વિના૦ ૩

સતસંગ થકી તો મુક્તિ મળે, સતસંગે પ્રેમની રીત પળે;
સતસંગે ભક્તિ માંહી ભળે. સતસંગ વિના૦ ૪
સતસંગ થકી તો પદ પામે, ધરી ધ્યાન ઠરે અક્ષર ધામે;
ગુણગાઈ કહ્યું ગણપતરામે. સતસંગ વિના૦ ૫

પદ ૨ જું.

શુદ્ધ ચિત્ત વિના, જપ તપ સાધન જોગ કરે શું થાય;
મુઢ મથી મરે, દીવા વિના અંધારે નવ દેખાય ટેક.
શુદ્ધચિત્તવિનાનહીંભાવભક્તિશુદ્ધચિત્તવિનાનહીંમળેમુક્તિ;
શુદ્ધ ચિત્ત વિના નહીં જોગ જુક્તિ. શુદ્ધ ચિત્ત વિના૦ ૧
શુદ્ધ ચિત્ત વિના વ્રત દાન કરે, વળી તીરથ સઘળાં ફરતો ફરે;
તેતો સંસારમાં કોઈ દીન ન તરે. શુદ્ધ ચિત્ત વિના૦ ૨
શુદ્ધચિત્ત વિના પાઠપુજન કરે, શુદ્ધચિત્ત વનાઅગધ્યાનધરે;
શુદ્ધ ચત્ત વિના ન ઠેઠ જઈ ઠરે. શુદ્ધ ચત્ત વિના૦ ૩
શુદ્ધ ચિત્ત વિના ગુરૂ જ્ઞાનકથે, માંખણજ્યમનમળેપાણી મથે;
જેમ પ્રેમ વિના પળે તીરથ પથે. શુદ્ધ ચિત્ત વિના૦ ૪
માટે ચત્ત હરીચરણે ધરવું, તજી કપટ હરી સમરણ કરવું;
તેને ગણપત ભવસાગર તરવું. શુદ્ધ ચિત્ત વિના૦ ૫
( ચતુરા ચેટક એવું જાણેરે, કેઈ વેળાનું કામણ કર્યું છે એ રાગ. )

પદ ૧ લું.

કામના કોપથી ઉગર્યા કોકરે, લાજ મુકીને ચાલે લોક;
સુતાનું લાંછન લાગ્યું, બ્રહ્માનું સત્ય ભાગ્યું;
ફજેતી થઇ જગતમાં ફોકરે. લાજ૦ ૧
મહાદેવે તપ માંડયુ, માયામાંથી મનડું છાંડયું;

સતીને મોહીને થયો શોકરે. લાજ૦ ૨
ધર્યું રૂપ ગૌતમ ધામે, ઈંદ્ર અહલ્યા કામે;
મેળવ્યો જુવતી સાથે ઝોકરે. લાજ૦ ૩
પારાશર પુરા થયા, ચ્યવન તો ચુકી ગયા;
રાવણ તો રણમાં રહ્યા થોકરે. લાજ૦ ૪
ઠર્યો કામ ઠામ કુઠામે, ગાયા ગુણ ગણપતરામે;
દલ વિચારી ડોલાવો ડોકરે. લાજ૦ ૫

પદ ૨ જું.

લોભેલલચાયા જગતના લોકરે, કળિકાળમાં ઉગર્યા કોક.
સહસ્ત્ર અર્જુન શુરો, પાપી થયો રણમાં પુરો;
ફરશુધરે જીવત કીધું ફોકરે. કળિકાળમાં૦ ૧
કૌરવ તો રાજને કાજે, લોભી થયા લોપી લાજે;
મારી સજ્જનને પામ્યો શોકરે. કળિકાળમાં૦ ૨
ભક્ત અક્રૂર ભારી, નમે જેને નર ને નારી;
મણી માટે થઇ ફજેતી ફોકરે. કળિકાળમાં૦ ૩
નંદે નવખંડનું નાણું લાવાને આંગણે આણ્યું;
પાણીમાં પાથરી પાડી પોકરે. કળિકાળમાં૦ ૪
કરે લાજ લોભને કામે, ગાયા ગુણ ગણપતરામે;
દેખી ધન ડોલાવોમાં ડોકરે. કળિકાળમાં૦ ૫

પદ ૩ જું.

ક્રોધે તો કીધો કાળો કેરરે, વહાલામાં વધાર્યું વેર.
ક્રોધ ચંડાળ કેવો, અડે અભડાય એવો;
પાપીની કોઇ પીછે નહીં પેરરે. વહાલામાં૦ ૧

વિશ્વામિત્ર ઋષિ વારૂં, કર્યું તપ સૌથી સારૂં;
માર્યો સો બ્રાહ્મણ નાવી મેહેરરે. વહાલામાં૦ ૨
ક્રોધ દુરવાસાએ કીધો, દયાળુને શ્રાપ દીધો;
ગયાતા અંબરીષને ઘેરરે. વહાલામાં૦ ૩
પ્રગટયા સ્થંભમાં પોતે, વહારે ચઢયા જીવન જોતે;
કર્યો જ્યારે હિરણ્યાકશ્યપે કેરરે. વહાલામાં૦ ૪
ધારો જાવું અક્ષર ધામે, ગાયું એમ ગણપતરામે;
મોહનજી મનમાં લાવે મેહેરરે. વહાલામાં૦ ૫

## પદ ૪ થું.

કપુતનો કોઇ કરે રખે સંગરે, ભકતીમાં પાડે ભંગ;
સુગરીએ શિખામણ દીધી, વાંદરને વાત કીધી,
કુદી ઘર ભાગ્યું કોપ્યો કુસંગરે. ભક્તીમાં૦ ૧
આભાર ઉંદરનો કીધો, પ્રીતીએ પાંખમાં લીધો;
વપુએ વરૂવો થયો વિહંગરે. ભક્તીમાં૦ ૨
સજીવન મંતર સીખ્યો, જાણી સિંહ જીવતો કીધો;
અભાગીએ ખાધું વિપ્રનું અંગરે. ભક્તીમાં૦ ૩
ભસ્માંગદ તપનો ભોગી જપ્યા દિગંબર જોગી;
પાપી કર્યો સતિ હર્યાનો પ્રસંગરે.' ભક્તીમાં૦ ૪
કહ્યું સમજુના કામે, ગાયું એમ ગણપતરામે;
સતીયા છોડો એનો કુસંગરે. ભક્તીમાં૦ ૫

## પદ ૫ મું.

સ્વાદને વશ સહુ સંસારરે, કોણ ગ્રહી ત્યાગી નરનાર.
સ્વાદે છળ્યા શ્રૃંગીરૂષી, પ્રેમદાને પેર ન પુછી;

આવ્યા અયોધ્યામાં એ વારરે. કોણ ગ્રહી૦ ૧
વિષય વશ રાજા રાણી, પીએ મદીરાનાં પાણી;
વંઠને નાવે કાંઈ વિચારરે. કોણ ગ્રહી૦ ૨
સ્વાદી નર નીચનું ખાયે, ચોરી જારી કરવા ચાહાયે;
વળી જેને વહાલો નહીં વહેવારરે. કોણ ગ્રહી૦ ૩
સ્વાદી કરે દલથી દગો, ન ગણે સજ્જન સગો;
એના તો પાપનો નાવે પારરે. કોણ ગ્રહી૦ ૪
કરો નહી મતિ એ કામે, ગાયુ . એમ ગણપતરામે;
સાચો છે હરી ભજનમાં સારરે. કોણગ્રહી૦ ૫

પદ ૬ ઠું.

સતીને સ્વામીની કરવી સેવરે, જાણીદલ ભીતરના દેવ;
પ્રભાતે પતીને પુછે, સ્વામીજી કામ શું છે;
તેવી નિત્ય તનમાં રાખવી ટેવરે. જાણી દલ૦ ૧
સ્યામાને સરવે સુજે, પતિ ગુરૂ પ્રભુને પુજે;
કદાપી કરે નહિ કટેવરે. જાણી દલ૦ ૨
કોઇ પૃથ્વીમાં કેવા, જાણે ભઇ બાપના જેવા;
ખોટી વાત તજે તતખેવરે. જાણી દલ૦ ૩
શિળ શણગાર શોભે, લલચાય ન કદી લોભે;
હરીજન સાથે રાખે હેતરે. જાણી દલ૦ ૪
ઠરે નહીં નબળા ઠામે, ગાયું એમ ગણપતરામે;
આવે નહી ઉરમાંહી અહંમેવરે. જાણી દલ૦ ૫

પદ ૭ મું.

રાંડેલીને રાખવી રીત્યરે, પરીબ્રહ્મ સંગાથે પ્રીત્ય.
ધણી એક રામને ધારી, મનને નાખવું મારી;

અંતરથી કરે નહીં અનીત્યરે. પરીબ્રહ્મ૦ ૧
વિષયી પુરૂષની વાણી, સુણે નહીં જુઠડી જાણી;
અહોનીષ આરાધે અદ્વૈતરે. પરીબ્રહ્મ૦ ૨
ગુરૂને ગોવિંદની સેવા, માની લે મીઠડા મેવા;
ભુંડાથી રહે સદા ભયભીતરે. પરિબ્રહ્મ૦ ૩
વદે નહીં વૈખરીવાણી, સાચી એ સુંદરી શાણી;
વધારે પુન્યમાં ખરચે વિત્તરે. પરિબ્રહ્મ૦ ૪
હોંડુ એમ સાચી હાગે, ગાયું એમ ગણુપતરામે;
જાણે તેની જુગમાં થાશે જીતરે. પરિબ્રહ્મ૦ ૫

( રાગ ગરબી—મારગ મુકોને કહું છું કાના કયારની જો એ રાગ )

## પદ ૧ લું.

ચેતી લેને જગત ચાલ્યું જાય છે જો,
થાક પામી શું આળસુ થાય જો. ચેતી૦ ટેક.
મળ્યો મનુષ્યા જનમ મોંઘા મુલનો જો,
એવો મળે નહીં એ સમતુલ્યનો જો. ચેતી૦ ૧
રાવણ જેવા હતા જગતમાં રાજીયા જો,
છત્ય ભોગવવા એકે નવ છાજીયા જો. ચેતી૦ ૨
સુખ ભોગવતા અતિ સંસારમાં જો,
ચડપ ઉડી ગયા એતો પળ ચારમાં જો. ચેતી૦ ૩
તરૂ સરિતા કીનારે ઉગે શુરમાં જો,
પલક માંહી તે તણાઈ જાય પુરમાં જો. ચેતી૦ ૪
કહુ જીવડલા સમજ તારા કામની જો,
શીખ સાંભળ ગણુપતરામની જો. ચેતી૦ ૫

## પદ ૨ જું.

તારા માથે નગારાં વાગે મોતનાં જો,
ખોટાં થાશે જરૂર સુખ ખાંતનાં જો. તારે૦ ટેક.
ઈંદ્રજીત જેવા રાજવી ઉડી ગયા જો,
બળિયા કુંભકર્ણ જેવા કંઇ બુડી ગયા જો. તારે૦ ૧
માન શુરનાં મુકાવતા જે મહારથી જો,
જોતાં નામ-લેનાં જડતાં નથી જો. તારે૦ ૨
ખડગ ધારી બેસી ઘોડીલા ખેલાવતા જો,
એવા ઉડી ગયા નજરે નથી આવતા જો. તારે૦ ૩
મહા શુરવીર હાક જેની મલકમાં જો,
પોઢયા જઇને મશાણુ એક પલકમાં જો. તારે૦ ૪
દેહ એવી છે ઝબુકે જેવી દામની જો,
રાખ્ય શીખામણ ગણપતરામની જો. તારે૦ ૫

## પદ ૩ જું.

કૃષ્ણ ભજન વિના કાયા શા કામની જો,
ભાવે ભક્તિ કરી લે રૂડા રામની જો. કૃષ્ણ૦ ટેક.
સુખ સ્વપ્ના જેવું છે સંસારનું જો,
રાખ્ય સગપણ સરજનહારનું જો. કૃષ્ણ૦ ૧
જળ ઝાંઝવાનાં જેમ જણાય છે જો,
તેમ તૃષ્ણાને પુરે શું તણાય જો. કૃષ્ણ૦ ૨
કરણ દીધા કથા સુણવાને કારણે જો,
વારી જાને વાલમજીને વારણે જો. કૃષ્ણ૦ ૩
પંખી પંખ વિના પુષ્પ વિના પાંખડી જો,

તેમ તેજ વિના ઓપે જેમ આંખડી જો. કૃષ્ણ૦ ૪
સાચી એક છે સગાઈ સુખધામની જો,
રાખ શીખામણ ગણપતરામની જો. કૃષ્ણ૦ ૫

પદ ૪ થું.

કાળ જાળ માંહી જીવ પકડાય છે જો,
હરી ભજ્યા નહિ એજ અથડાય છે જો. કાળ૦ ટેક.
દંતી પડે જેમ હઝાડીના દુઃખમાં જો,
મુખક આવે જેમ સર્પ તણા મુખમાં જો. કાળ૦ ૧
ધારી જોને કરોળિયાની ધાંખના જો,
મોઢે આવે તો મળે ભોગ માંખના જો. કાળ૦ ૨
વસે જઇને વિહંગ વિશ્વાસમાં જો,
પડે ઓચિંતો પારધીના પાસમાં જો. કાળ૦ ૩
દુર દેખીને હરણ ચાલે દોટમાં જો,
ચડપ આવે જેમ સિંહ તણી ચોટમાં જો. કાળ૦ ૪
કાળ આગળ નથી અક્કલ કશા કામની જો,
રાખ્ય શિખામણ ગણપતરામની જો. કાળ૦ ૫

( પદ ગરબી—કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે—એ રાગ. )

પદ ૧ લું.

કયમ તું ભુલ્યો ઉપકાર જગત કીરતારનોરે, કયમ૦ટેક.
કાન કથા સાંભળવા કેવા, મુખ હરિગુણ ખાવાને મેવા;
લ્હાવો આવ્યો લેવા શુભ સંસારનોરે. કયમ૦ ૧
કર આપ્યા સેવા કરવાને, ચરણ તીરથ ગતિ આચરવાને;
તન આપ્યું તરવાને કહું છું કયારનોરે. કયમ૦ ૨

મતિ આપી જગને મહારાજે, કૃત્ય રૂડાં કરવાને કાજે;
ગુણ અનુપમ ગાજે ભવ કીરતારનોરે. કયમ૦ ૩
એનાથી કોણ છે ઉદારી, દેખી જો તેની દાતારી;
શું ગુણ મુકે વિસારી સરજનહારનોરે. કયમ૦ ૪
મુરખ શીદ રખડાઈ મરે છે, કહ્યું કરી લે ગણુપત કહે છે;
ફોગટ શીદ ફરે છે વિના વિચારનોરે. કયમ૦ ૫

## પદ ૨ જું.

ગોવિંદ ગાયા વિના તેં જનમ ગમાવીયોરે, ગો૦ ટેક.
ભજન હરિનું કયમ ગયો ભૂલી, દુનિયાના ડાહાપણમાં ડુલી;
ફરે શીદને ફુલી દાણો ઘુંચાવીયોરે. ગોવિંદ૦ ૧
માયાને શું માને મારી, તરીયા તે પણ નહિ કાંઈ તારી;
વિશ્વપતિ વિસારી લગડું લાવીયોરે. ગોવિંદ૦ ૨
મોટું કુળ ને મંદિર મેડી, પાપી તારા પગમાં બેડી;
તને જાશે જમ તેડી ભવ ભમાવીયોરે. ગોવિંદ૦ ૩
તન સ્વપ્ના જેવું તારૂં, માન્ય કહ્યું તું મુરખ મારૂં;
વારે વારે વારૂ કપટી કહાવીયોરે; ગોવિંદ૦ ૪
ઠર્યો નહિ તું ઉત્તમ ઠામે; રાખ્ય કહ્યું જે ગણુપતરામે;
પુરણ પદવી પામે અવસર આવીયોરે. ગોવિંદ૦ ૫

## પદ ૩ જું.

આયુષ્ય ઓછું આશા નવ લાંબી આદરોરે. આયુષ્ય૦ટેક.
ઝાપટથી દીપક ઠરી જાશે, જનમ્યું તે સરવે મરી જાશે;
થનાર વસ્તુ થાશે એ ઉરમાં ધરોરે. આયુષ્ય૦ ૧
વીજળીનું જેવું અજવાળું, ભવનું સુખડું એવું ભાળ્યું;

રાખી નેમ રૂપાળું વિઠ્ઠલને વરોરે. આયુષ્ય૦ ૨
પડવાનું છે તનડું પળમાં, જેવો પરપોટો છે જળમાં;
શીદ ફરો છો છળમાં તેથી નહિ તરોરે. આયુષ્ય૦ ૩
સમજી લ્યો વાદળની છાયા, મીથ્યા જુગની એવી માયા;
કામ ન આવે કાયા કૃત્ય સારાં કરોરે. આયુષ્ય૦ ૪
સમરી લ્યો ગણપતનો સ્વામી, પુરણ પદને લ્યો પામી;
બળીયો છે બહુ નામી એનો આશરોરે. આયુષ્ય૦ ૫

પદ ૪ થું.

કળિજુગનું કારણ આગળ એવું થશેરે. કળિ૦ ટેક.
ગંગા ગીતાને ગાયત્રી, વણિક વિપ્ર ને ખરા જે ક્ષત્રી,
પ્રેમદા નહિ પવિત્રી સત્ય સહુનાં જશેરે. કળિ૦ ૧
જતી સતી સંન્યાસી જોગી, ભવમાં સહુ માયાના ભોગી,
રાય રંક ને રોગી વેરે સહુ વસેરે. કળિ૦ ૨
ઉંચ નીચ એકે આરે, ધાક ધણીની આ નહિ ધારે;
કોઇ કોઇને ન વારે હોનારૂ હશેરે. કળિ૦ ૩
પાખંડીને સરવે પૂજે, સાચાની સંગત નહિ સુજે;
ધરા અધરમે ધુજે કંઈ જન કંપશેરે. કળિ૦ ૪
ભવમાં ચઢિયો જુઠે ભામે, પંથ પ્રભુનો એ નહિ પામે;
ગાયું ગણપતરામે ફંદે શું ફસેરે. કળિ૦ ૫

પદ ૫ મું.

સતગુરૂ સાચા કરીને ગા ગોવિંદનેરે. સતગુરૂ૦ ટેક.
સતગુરૂ સાચા જેને મળિયા, ફેરા તેને સવળા ફળીયા;
પ્રેમ પંથમાં પળિયા ફેડી ફંદનેરે. સતગુરૂ૦ ૧

વેદ વચનમાં જે જન વળીયા, ભાવ કરી ભક્તિમાં ભળીયા;
ચિત્ત વિષે નવ ચળીયા, મળ્યા મુકુંદનેરે. સતગુરૂ૦ ૨
સુરનર મુનિવર શંકર જેવા, અજ વિષ્ણુ ને દેવી દેવા;
સદા કરે ગુરૂ સેવા, કરમ નિકંદનેરે. સતગુરૂ૦ ૩
વેદ ભણે પણ ભેદ ન જાણે, ઈશ્વરને અંતર નવ આણે;
ત્યાગ ન આવે ટાણે, મુરખ મંદનેરે. સતગુરૂ૦ ૪
રૂંધામણમાં શીદ રહે છે, કારજ કરી લે ગણપત કહે છે;
રટવાથી રીઝે છે વિઠ્ઠલ વંદનેરે. સતગુરૂ૦ ૫

( રામ લક્ષ્મણ વન સીધાવતાં—એ રાગ. )

## પદ ૧ લું.

ન હોય સત્ય વચન છીનાળનું, બળો અંત્યજનો આચાર;
વંઠેલનો વિચાર, પારખી લેને પ્રાણીયા. ટેક.
સાચા ચોરનેસોગનહોયનહિ,નહોય વ્યસનીનેવટલ્યાનીવાત;
જાત્ય વિના ભાત્ય. પરખી૦ ૧
ન હોય કપટીનું કાળજ કુમળું, ન હોય પાપીનો પતિયાર;
ભોળા કેરો ભાર, પરખી૦ ૨
ખરી ભક્તિ તે ખળની ન માનીયે, જુઠી મુરખની મિત્રાઈ;
કે શઠની સગાઈ, પરખી૦ ૩
બળી પામર કેરી પ્રીતડી, ન હોય વિનતા કેરો વિશ્વાસ;
અદાતાની આશ, પરખી૦ ૪
બળ્યું નિરધન જીવત જાતનું, બળ્યું કાયર કેરૂં કામ;
કહે ગણપતરામ, પરખી૦ ૫

## પદ ૨ જું.

જુઠું વિધવાનું જોબન જાણીયે, જુઠી જારિણીની પતિસેવ;
દાંભિક પૂજે દેવ, કહો શા કામનું. ટેક.
જળ જુઠાં ઝાકળ ને ઝાંઝવાં, જુઠી જોગી જનની છેલાઈ;
કૃપણની કમાઇ, કહો શા કામનું. ૧
જુઠો જન્મ જીવાણુ નવ જાણીયા, જુઠું ગુરૂગમ વિનાનું જ્ઞાન;
માગણુ કેરૂં માન, કહો શા કામનું. ૨
જુઠી ભક્તિ જાણો અણુભાવની, અનામીકનો ઉંચો મહેલ;
કુબુદ્ધિનો કોલ, કહો શા કામનું. ૩
જુઠો દીનકર આગળ દિવડો, જેવી લંપટ સાથે લેહેર;
મુરખની શી મહેર, કહો શા કામનું. ૪
બળી જાઓ પરાણે પ્રીતડી, બળી જાઓ અદાતાના દામ;
કહે ગણુપતરામ, કહો શા કામનું. ૫

## પદ ૩ જું.

પ્રભુ રૂઠયાનું પરખી લ્યો પારખું, નવ ગોઠે રૂદે ગુરૂ જ્ઞાન;
અતિ અભિમાન, પુરવ કેરા પાપથી. ટેક.
પુણ્ય પરવાર્યું પાપ આવી મળ્યું, ત્યારે ઉકલે એવી સુઝ;
બળી એની બુઝ, પુરવ કેરા૦ ૧
મુકી મોહનને ભજે ભુતને, નવ ઉકલે સત્ય ઉપાય;
જુઠા સંગે જાય, પુરવ કેરા૦ ૨
અતિ અવગુણ ઉપજે ઉરમાં, ગતિ તેની તો ગળી જાય;
કરમ કુડું થાય, પુરવ કેરા૦ ૩
આવ્યું અમ્રુત હાથ ઉછેટીયું, તજી પારસ કરમાં લે પાહાણુ;

એ બુદ્ધિ અજાણ, પુરવ કેરા૦ ૪
શિખામણ સાચી શ્રવણે ન સાંભળે, ઠરશે જઈ નબળે ઠામ;
કહે ગણપતરામ, પુરવ કેરા૦ ૫

## પદ ૪ થું.

કોટી ઉપાય કરીયે જો કાગને, દશ વાર દહાડી દૂધ પાય;
હંસ ન થાય, જાત વિના૦ ટેક.
સારૂ ચંદન લેપીએ શ્વાનને, તોએ ભસવાની ટેવ ન જાય;
અનેક ઉપાય, જાત વિના૦ ૧
કોટી પારસ ઘસીએ કથીરને, તોયે કંચન તે નવ થાય;
જોયે શ્રમ જાય, જાત વિના૦ ૨
સત્ય બોધ બતાવીયે કુમને, તોયે ઉરમાં ના થાય ઉદાર;
એવાને ધિક્કાર, જાત વિના૦ ૩
વાવ્યું લસણ કસ્તુરીમાં કેળવી, પાણી ગંગાનું પ્રિત્યે પાય;
તો ગંધ ન જાય, જાત વિના૦ ૪
પડી ટેવ કઠણ છે ટાળવી, કરો ઉપાય આઠે જામ;
કહે ગણપતરામ, જાત વિના૦ ૫

( કુંવરીએ કુળ વગોવ્યુંરે આ શું રે કીધુ—એ રાગ. )

## પદ ૧ લું.

મન માન શિખામણ મારીરે,
ભવદુઃખ ભારી; છેકાયાનરકની કયારીરે, ભવ૦ ટેક.
આવે છે એમાં અતિ ભુંડા અવતાર,
ત્યાં પાપ તણો નહિ પારરે. ભવ૦ ૧

ઈંડજ ઉદ્ભીજ સ્વદજને જરાયું,
ત્યાં ભારે નરક ભરાયુંરે. ભવ૦ ૨
ચોરાશી લખ કુંડ જગત માંહી ન્હાવા,
એ જુના જનને જાવારે. ભવ૦ ૩
ચેતી લેને શીદ જાય છે લખચોરાશી,
થઈ કરમે નરક નિવાસીરે. ભવ૦ ૪
જોરાવર જમડા માર ઘણેરા મારે,
એ વેળા કોણ ઉગારેરે. ભવ૦ ૫
કોટી ભવ ફરતાં કૃપા કેશવની થાય,
તો મનુષ્યા દેહ મળાયરે. ભવ૦ ૬
કહી છે સમજી લે શિખામણ તારા કામે,
ગુણ ગાયા ગણપતરામે. ભવ૦ ૭

પદ ૨ જું.

મળી મનુષ્યા દેહ અમુલીરે, ભક્તિ ગયો ભુલી;
તું ડંકાપણમાં ગયો ડુલીરે, ભક્તિ૦ ૧
બાળાપણ માંહી બુદ્ધિ વિના નવ બુઝયો,
સાચો મારગ નવ સુઝયોરે, ભક્તિ૦ ૨
તરૂણપણામાં તરૂણી સંગાથે લાગી તાળી,
ભરમાવો વૈભવ ભાળીરે, ભક્તિ૦ ૩
પરિવાર પુરો ગાદી તકીઆને ઘોડા ગાડી,
લાખેણી પામ્યો લાડીરે, ભક્તિ૦ ૪
ભરેલાં ભુવન બેઠક બંગલાને બારી,
વિઠ્ઠલ મેલ્યા વીસારીરે, ભક્તિ૦ ૫

વૃદ્ધપણામાં વધી છે અંગમાં વ્યાધી,
તેં ખોળી ઉમર બાધીરે. ભક્તિ૦ ૬
પ્રભુને ભજને પાર આ ભવનો તું પામે,
ગુણ ગાયા ગણપતરામેરે. ભક્તિ૦ ૭

## પદ ૩ જું.

પળમાંહી તનડું પડશેરે, ચેતીને ચાલો;
જોતાં પાછું નવ જડશેરે, ચેતી૦ ટેક.
રાજા રાવણે અલખત ઇંદ્રની આણી,
પણ પીવા નવ રહ્યો પાણીરે, ચેતી૦ ૧
સગરરાજાને સાઠહજાર પુત્ર પુરા,
તે સુતા રણમાં શુરારે, ચેતી૦ ૨
ચાંપાનેર જેવાંશહેરહતાં,જગતમાંચાહવાં;
એ ઉજડ પડીયાં આવાંરે, ચેતી૦ ૩
નદીઓનાં નીર આવે ને ઉતરી જાય;
એમ આયુષ્ય ઓછું થાયરે, ચેતી૦
તનમનજોબનનીઆશાતેસરવેજાણોએવી;
જુઠી સપનાના જેવીરે, ચેતી૦ ૫
હાથે એ સાથે, વેદ વદે છે વાણી;
જીવલડા લેને જાણીરે, ચેતી૦ ૬
હરખીને ચાલો, હરજીને મળવા હામે;
ગુણ ગાયા ગણપતરામેરે. ચેતી૦ ૭

## પદ ૪ થું.

માને છે મનડા મારૂંરે, શા જીવ્યા સારૂં;
ખરૂં કહેતાં લાગે ખારૂં. શા જીવ્યા૦ટેક.

સપનાનું સુખ જાગેથી જુઠું જણાયે,
ઉપજે ને અલ્પાયેરે. શા૦ ૧
પડ્યુ મુકીને ચાલી ગયા તારા પરિયા;
જો એકે નવ ઉગરિયારે. શા૦ ૨
ખોટું કરવામાં દોરી આયુષ્ય કેરી ખુટી,
તૃષ્ણા તોયે નવ તુટીરે. શા૦ ૩
જુવે છે નજરે કાંઇકોને જુગમાંથી જાતા,
કોણ તાતાં ને કોણ માતાંરે. શા૦ ૪
મેહેનત કરીને મુરખા તેં મેળવી છે માયા,
પણ ્ળમાં પડશે કાયારે. શા૦ ૫
મરવું તે સાચું અંતે જરૂર માની લેને,
તું દાન દયાથી દેનેરે. શા૦ ૬
હું ને મારાથી હરજી હજાર ગૌ રહે છે,
કાંઈ સંત પોકારી કહેછેરે. શા૦ ૭
દેખીને જમડા લાલચ પામે ન દામે,
ગુણ ગાયા ગણુપતરામેરે. શા૦ ૮

## પદ ૫ મું.

જબરાને હરીજન ઝાલોરે, મનશુરો મોટો;
એને ઘેરી ઘરમાં ઘાલોરે, મન૦ ટેક.
કાયા નગરીમાં મનવો તે રાજ કરે છે,
એનું મારયું સર્વ મરેછેરે. મન૦ ૧
ક્ષણમાંહી ખોળી ખબર ખલકની એ લાવે,
વળી પળમાં પાછો આવેરે. મન૦ ૨

પૃથ્વીથી પોહોળો નક્કી પાતાળથી એ નીચો,
આકાશ થકી છે ઉંચોરે. મન૦ ૩
જંગમને જોગી જતી સતીને સન્યાશી,
કોણ વસ્તી ને વનવાશીરે. મન૦ ૪
મન માતંગે આતમ કરે અસવારી,
ધીરજનો અંકુશ ધારીરે. મન૦ ૫
પરાશર સુગ્રીવ એકલસંગી પછાડયા,
તે પળમાં પાછા પાડયારે. મન૦ ૬
ઠરી રહ્યા છે ચિત્તમાં સઘળા ઠામે,
ગુણ ગાયા ગણુપતરામેરે. મન૦ ૭

પદ ૬ ઠું.

મરજીવે મેલી માયારે, દુનિયામાં ડાહ્યા;
કરી પ્રભુને અરપણ કાયારે. દુનિ૦ ટેક.
રણુંકાર રોમે રોમે દેખે છે જે દીવા,
મન મારે તે મરજીવારે. દુનિ૦ ૧
હું ને તે મારૂં મેલી ચતુર થઇ ચાલે,
જે ઇશ્વર માટે આલેરે. દુનિ૦ ૨
સુખદુઃખ સારૂં ખોટું તે સરખું જાણે,
એ અંતરમાં હરી આણેરે. દુનિ૦ ૩
દેખીને કોઇનો દોષ ન દ્રષ્ટીમાં લાવે,
ના ગુણ પોતાના ગાવેરે. દુનિ૦ ૪
સમાન બુદ્ધી સહુનામાં રાખે સરખી,
હરીજનને બોલે હરખીરે. દુનિ૦ ૫

ગુરૂ ગોવિંદમાં અંતર ઉર ન આણે,
વળી જુની વાતો જાણેરે. દુનિ૦ ૬
જપે હરીકા જાપ તે આઠે જામે,
ગુણ ગાયા ગણપતરામેરે. દુનિ૦ ૭

પદ ૭ મું.

હરી ભકિતના અધિકારીરે એનેરે કહીએ;
જેણે મનની માયા મારીરે. એનેરે૦ ટેક.
નિરમાની નિરસ્વાદી અને નિષકામી,
જીવનમાં પ્રિતિ જામીરે. એનેરે૦ ૧
નિરલોભી નિરમોહી અને અક્રોધી,
સાધનથી કાયા સોધીરે. એનેરે૦ ૨
ઇંદ્રિયો જેણે જીતી અધિકારી એવા,
જાણો જનકના જેવારે. એનેરે૦ ૩
સમજાણુ સેવા ને ધ્યાન ધરમ રહ્યા ધારી,
એ નિરખે નહીં પરનારીરે. એનેરે૦ ૪
વાણી વશ જેના વેરાગલે જાઉં વારી,
પરનિંદા નહીં પ્યારીરે. એનેરે૦ ૫
એ આદિક ત્રીસ લક્ષણ છે પાળવાનાં તેને,
જમદુત ન આવે જેનેરે. એનેરે૦ ૬
જ્ઞાની ગુણવાળા ઠગાય નહી કોઇ ઠામે,
ગુણ ગાયા ગણપતરામેરે. એનેરે૦ ૭

પદ ૧ લું.

બાંધી ગર્ભવાસમાં બાધારે, પાપીડા પ્રાણી;
તેં મોટા સોગન ખાધારે. પાપીડા૦ટેક.

એક વરસ લગી તો અન્ન ઉદક નવ લેવું,
નરવું પય પીને રેહેવુંરે. પાપીડા૦ ૧
ઘણા દિવસ તો માથે નહીં પાઘડી ઘાલું,
ચરણે દશ મહીને ચાલુંરે. પાપીડા૦ ૨
બે વરસ લગી તો મુનીપણે નહીં બોલું,
હવે દીલ સાથેનહીં ડોલુંરે. પાપીડા૦ ૩
પાંચ વરસ લગી તો પાયે પેજારાં ન ધારૂં,
તમો માનો મોહન મારૂંરે. પાપીડા૦ ૪
નવ વરસ લગી તો નાગાની લાજ ન લાવું,
હવે આ ઠામે નહીં આવુંરે. પાપીડા૦ ૫
કૃપા કરીને સંકટ મારૂં કાપો,
મને દેહ મનુષ્યનો આપોરે. પાપીડા૦ ૬
જમાની આપી જમડાનીઆવ્યો આ ઠામે,
ગુણ ગાયા ગણપતરામેરે. પાપીડા૦ ૭

( ગરબી–કર પ્રભુ સંગાથે દ્રઢ પ્રીતડીરે. એ રાગ. )

પદ ૧ લું.

સુખ સાચું નહીં સંસારનુંરે,
દુઃખદાયક સરવે દેખાય;
માટે સેવો હરી ગુરૂ સંતનેરે. ટેક.
તારૂં ધાર્યું તે ધુળ મળી જશેરે,
જોને જાગીને જુઠું જણાય. માટે૦ ૧
જ્યાંથી જનમ્યો ત્યાંથી કાળે ઝાલીયોરે,
એમાં ઉગર્યાની રાખે છે આશ. માટે૦

તારા જોતાં તે કઇંક જાતા રહ્યારે,
નરનારી પામ્યાં સહુ નાશ. માટે૦ ૨
અહીંઆં આવ્યો ત્યારે શું લાવિયોરે,
જતાં સાથે તે શું લેઈ જાય; માટે૦
કંઈક કહેશે તે કાંઈ માણે નહીંરે,
તારી ઠાલી ફજેતી થાય. માટે૦ ૩
આજ અવસર રૂડો આવિયોરે,
હરી ભક્તિમાં રાખો હેત; માટે૦
મોંઘો મનુષ્યા જનમ હવે નહીં મળેરે,
તારે ચેતવું હોય તો ચેત. માટે૦ ૪
જમરાજાને હાથે જ્યારે જશો,
કરી કુડાં જગતમાં કામ. માટે૦
એક ઈશ્વર ભજે તે ઉગરેરે;
ગુણ ગાય તે ગણપતરામ. માટે૦ ૫

## પદ ૨ જું.

કહ્યું કૃષ્ણે ગુરૂ સંદીપનેરે,
આપો અધ્યાત્મનો ઉપદેશ;
શિષ્ય સાચો જે હોય સંસારમાંરે. ટેક.
ગુરૂ થકી તે જ્ઞાન ઇચ્છે ઘણુંરે,
નહી પાપ તણો પરવેશ. શિષ્ય૦ ૧
ગુરૂ શરણે રહીને કરે સેવનારે,
ગુરૂ દોષ ધરે નહી મન. શિષ્ય૦
વચન પાળે ગુરૂનું વિશ્વાસથીરે,

ધરે ચરણોમાં તનમન ધન. શિષ્ય૦ ૨
ગુરૂ માટે તે પ્રાણ પોતે તજેરે,
ગુરૂગોવિંદ જેવા જણાય. શિષ્ય૦
પુરણ પ્રેમે ગુરૂની પુજા કરેરે,
ભાવે ભક્તિ હરીની ભણાય. શિષ્ય૦ ૩
જારણ મારણ અને ઉચ્ચાટણેરે,
પૈશુન્યને વાદ વિવાદ. શિષ્ય૦
પરનિંદા અને પરનારનેરે,
છોડે ઈંદ્રી વિષેના સ્વાદ. શિષ્ય૦ ૪
ચાર સાધન મુમુક્ષુના ચિત્તમાંરે,
તેને ઉપદેશનો અધિકાર. શિષ્ય૦
ગાય ગણપત ગુણ ગુરૂદેવનારે,
વેદ વાણીનો એજ વિચાર. શિષ્ય૦ ૫

## પદ ૩ જું.

એક રંક સપનમાં રાજા થયોરે,
કરે ભુપ ભિખારીનું કામ;
સહુ કૌતકની વાત એક સાંભળોરે. ટેક.
જે જાગે તેને જુઠું પડેરે,
ઉંઘે તેના હૈયામાં કામ. સહુ૦ ૧
અરસપરસ વરતે એક એકમાંરે,
જુવે સાચું ન કોઇ જણાય. સહુ૦
છે જુઠું ને સાચું જાણીયુંરે,
એ તે ડાહ્યા કે ગાંડા ગણાય. સહુ૦ ૨

નર કહે છે આ નારી માહરીરે,
નારી કહે છે આ મારો નાથ. સહુ૦
પતી મુકીને ચાલે પ્રેમદારે,
નરે છોડયો તે સુંદરીનો સાથ. સહુ૦ ૩
બાજીગરે આ ખેલ બનાવિયોરે,
જાણે કોઇક સંત સુજાણ. સહુ૦
કળા કોઇ ન જાણે કીરતારનીરે,
કરે વાક્ષાનાં વેદ વખાણ. સહુ૦ ૪
સાચું જુઠું છે સુખ સંસારનુંરે,
તેમાં કરો કલ્યાણનું કામ. સહુ૦
ભવસિંધુ તરો ભક્તિ વડેરે,
ગુણ ગાય તે ગણપતરામ. સહુ૦ ૫

પદ ૪ થું.

નીચ કુળમાંહી રોહીદાસ નિપજ્યોરે,
તોએ પ્રભુએ ઉતાર્યો પાર;
એવા અધમ ઉદ્ધારણ શ્રીહરીરે. ટેક.
પુત્ર નામે અજામેળ પાપીનેરે,
મુકાવ્યો તેને જમનો માર. એવા૦ ૧
સુખ આપ્યું તે સજના કસાઇનેરે,
ભવ તાર્યો તે શ્રી ભગવાન. એવા૦
દાસ કીધો દરજી નામદેવનેરે,
ઘણું આપ્યું કબિરને જ્ઞાન. એવા૦ ૨
કંસ કેરી તે દાસી કુબજ્યારે,

તેને રાણી કરી છે રણછોડ. એવા૦
વળી સવરી કોળીના સાથમાંરે,
કર્યા પ્રભુએ પુરણ કોડ. એવા૦ ૩
પાપ મુક્ત કરી ગુણકા પીંગલારે,
બહુ કષ્ટથી ઉગારી મીરાંબાઈ. એવા૦
વનવાસી વાંદરને વહાલાં કર્યાંરે,
મળ્યા સુગ્રીવ ને કરી મિત્રાઈ. એવા૦ ૪
એ આદીક અનેક ઉગારિયારે,
સુખદાયક સુંદર શ્યામ. એવા૦
માટે ભાવે ભજો ભગવાનનેરે,
ગુણ ગાય તે ગણપતરામ. એવા૦ ૫

( ભજન—ગુરૂજીની અગમ ગતિરેજી. એ રાગ. )

પદ ૧ લું.

માહાપદ તેને મળે, મનુષ્યા દેહીમાંહી;
માહાપદ તેને મળે હેજી. ટેક.
સંતોભાઈરેગુરૂજીનીઆજ્ઞાગોવિંદજીનીભક્તિ,
જ્ઞાનમાં ચિત્ત ગળે. મનુ૦ ૧
સંતોભાઈરે માહારૂં ને હું બે રૂદેમાંથી મેલી,
ભક્તિમાં ભાવે ભળે. મનુ૦ ૨
સંતોભાઈરે વિષયની વરતીને વેરણ જાણે,
ચીત્તમાં તે ન ચળે. મનુ૦ ૩
સંતોભાઈરે પુરણ પ્રેમ હરિજનના સાથે,
પોતાનું બોલ્યું પળે. મનુ૦ ૪

સંતોભાઇરે ગણુપત ન્યારો ખલકથી ખેલે,
કોઇ ન વાત કળે. મનુ૦ ૫

પદ ૨ જું.

આરાધે ઇશ ફળે, સમજી હ્યો સંતો;
આરાધે ઇશ ફળે હેજી. ટેક.
સંતોભાઇરે આજના તે વેદ અસુર લેઇ આવ્યો,
અસુર લેઈ આવયો તો;
જીવન પ્રગટ્યા જળે. સમજી૦ ૧
સંતોભાઇરે પુછ્યો પીતા જ્યારે પ્રલ્હાદજીને,
તો પ્રભુ આવ્યા તે પળે, સમજી૦ ૨
સંતોભાઇરે તેલ કઢામાં સુધનવાને તાવતાં તો,
સહાય કરી શામળે, સમજી૦ ૩
સંતોભાઇરે સંકટ જાણીને સુર સરવેનું તો,
દૈત્યને પ્રભુજી દળે, સમજી૦ ૪
સંતોભાઇરે કહે ગણુપત કોઈ હરી ગુણ ગાશે,
તો મોહન તેને મળે. સમજી૦ ૫

પદ ૩ જું.

મુનીવર મોટા મળે, આ દુનિયા માંહી;
મુનીવર મોટા મળે હેજી. ટેક.
સંતોભાઇરે, દરશન કરતામાં દુઃખ ટળી જાયે;
ભાઈ દુઃખ ટળી જાયે તો, બોધથી પાપ બળે. આ૦ ૧
સંતોભાઇરે, આતમદરશી ને અખંડ આનંદી;
ભાઇ અખંડ આનંદી તો, પોતાનું બોલ્યું પળે. આ૦ ૨

સંતોભાઇરે, કામ ક્રોધ મોહ મમતાને મારે;
ભાઇ મમતાને મારે તો ત્રિવિધ તાપ ટળે. આ૦ ૩
સંતોભાઇરે, સોહંગ સુરતા ને સેજ સમાધી;
ભાઇ સેજ સમાધી તો, ભાવથી હરીમાં ભળે. આ૦ ૪
સંતોભાઇરે ગણુપતને ગુરૂદેવે દયા કરી;
દેવે દયા કરી તો, તનનાં તે દુઃખ ટળે. આ૦ ૫

પદ ૪ થું.

કોઈ જન જોગ કરો, આ જુગમાં જનમી;
કોઈ જન જોગ કરો હેજી. ટેક.
સંતોભાઇરે, યમ નિયમ આસન પ્રાણાયામ;
પ્રત્યાહાર ધારણા ધ્યાન ધરો. આ૦ ૧
સંતોભાઇરે, પ્રથમ કુંડળીને કરીને પાંશરી,
ભાઈ કરીને પાંસરી ને, શુન્યની વાટે સરો. આ૦ ૨
સંતોભાઇરે, નેતી ધોતી ગજકરણીને નોળી;
ગજકરણીને નોળી તો, રદયાનો મેલ હરો. આ૦ ૩
સંતોભાઇરે, દ્વાદશ મુદ્રાના દાખલા દેખો;
ભાઈ દાખલા દેખો તો, પરહરો કાળ પરો. આ૦ ૪
સંતોભાઇરે, કહે ગણુપત કળા જોગની જાણો;
ભાઈ જોગની જાણો છો, ઠેકાણે જઇને ઠરો. આ૦ ૫

લાવણી—તેરી સ્થીર વરતી ના થાપી, પંડકું કયા રખડાવે પાપી. એ રાગ.

પદ ૧ લું.

આ જીવત જુઠું જાણી,
પ્રેમે પ્રભુ ભજન કર પ્રાણી. ટેક.

વૃષાકાળમાં વેગે આવે,
પુર નદીએ પાણી;
જોબન ધન એમ જાતું રહેશે,
નથી ગયાની નિશાણી. પ્રેમ૦ ૧
ઈંદ્રજાળ જેમ ઈશ્વર કેરી,
શોભા દેઈ સમાણી;
જનમારો એમ એળે જાશે;
વેદ વદે છે વાણી. પ્રેમ૦ ૨
મરણુ બીક માથે છે મોટી,
સુતો સોડને તાણી;
કાળ અચાનક આવી પકડશે,
ઉર ભક્તિ નવ આણી. પ્રેમ૦ ૩
કાયા માયા નથી કોઈની,
કોણ રાજા કોણ રાણી;
જનમ ધરી જીવન નવ જાણ્યા,
જીવની જાળ ભરાણી. પ્રેમ૦ ૪
ગણપત કહે તમે ગોથાં ખાશો,
ઘરધંધાની ઘાણી;
વિચાર સરવે વહ્યા જાશે,
દુશમન કાળ છે દાણી. પ્રેમ૦ ૫

પદ ૨ જું.

ગુરૂ વિના જ્ઞાન નહીં આવે,
આણી પુરણબ્રહ્મ નહીં પાવે. ટેક.

ગુરૂગમ વિના જ્ઞાન કથે ને,
ખડ કુત્તા જેમ ખાવે;
વેદ ભણે પણ ભેદ ન જાણે,
ગળા સવાદે ગાવે. પ્રાણી૦ ૧
મન માયા ને આતમ કેરો,
બોધ કોણ બતાવે;
પરાભક્તિ પરમેશ્વર કેરી,
ભ્રાંતિ ટળે તો ભાવે. પ્રાણી૦ ૨
કર્તા કેરૂં રૂપ છે કેવું,
એ સતગુરૂ ઓળખાવે;
ત્વંપદ તત્પદ ત્યાગ કરીને,
લક્ષ અસીમા લાવે. પ્રાણી૦ ૩
ગુણાતીત ગુણ બહાર રહ્યો તે,
ગુણ વિષે કેમ ગાવે;
વાંચ્યા માંહી વિશ્વંભર નાવે,
અલખ કશે ઓળખાવે. પ્રાણી૦ ૪
નિરાકાર નિરગુણ નિરંજન,
જોતાં કોણ જણાવે;
ગણપત કહે ગોવિંદનો મારગ,
સતગુરૂ એ સમજાવે. પ્રાણી૦ ૫

( ગરબી—નારાયણ નામ લેને તું પ્રાણીરે. એ રાગ. )

પદ ૧ લું.

આવો નરદેહ ફરી નહીં આવેરે,
જુઠા જગતમાં શું જનમ ગમાવે;

આવો નર દેહ ફરી નહીં આવેરે. ટેક.
માસ અષાડે ઘન ઘણો આવેરે,
વાવણી તકે અન્ન ન વાવેરે;
ખોઇ વેળા પછી શું ખાવે. આવો૦ ૧
શિશુપણુમાં ન વિદ્યા સાધીરે,
વધી વૃદ્ધપણામાં વ્યાધીરે;
અવિનાશી ન લીધા આરાધી. આવો૦ ૨
ભલુ કરને અરે શીદ ભુલેરે,
ફરી અવળો શું ફોગટ ફુલેરે;
ડાહ્યો થઇને આખર શું હુલે. આવો૦ ૩
જેમ તંતુ સુતર કેરો તુટેરે,
શઠ તારૂં શરીર એમ છુટેરે;
ફટ માટી ઘડો જેમ ફુટે. આવો૦ ૪
તન રેહેશે નહીં આ તારૂંરે,
થશે એક દિવસ અંધારૂંરે;
કહે ગણપત સમજે તો સારૂં. આવો૦ ૫

## પદ ૨ જું.

હરિ વિના બીજો નહીં હિતકારીરે,
અલબેલો એ પર ઉપકારી. હરિ૦ ટેક.
રામે ગરભમાં રક્ષા કીધીરે,
દેવે દેહ મનુષ્યની દીધીરે;
એના શરણુમાં રિદ્ધીને સિદ્ધી. હરિ૦ ૧
બહુનામીએ તંત્ર બનાવ્યોરે,

જડ દેહમાં જીવ ઠરાવ્યોરે;
એમાં અંશ ચૈતનનો આવ્યો. હરિ૦ ૨
અન્ન અવની વિષે ઉપજાવ્યાંરે,
જળ પીવાને ગગને જમાવ્યાંરે;
સહુ સૃષ્ટીમાં સુખ સોહાવ્યાં. હરિ૦ ૩
કર્યો અર્ક ઉદ્યોગ આદરવારે,
આપી ઇંદ્રીયો ક્રિયાને કરવારે;
તન આપ્યું તે ભવજળ તરવા. હરિ૦ ૪
કહી શીખ આ સમજુના કામરે,
ભજો ભાવથી સુંદર શ્યામરે;
ગુણ ગાયા તે ગણપતરામ. હરિ૦ ૫

પદ ૩ જું.

સંસારનું સુખ માને કયમ સાચુંરે,
આતો કાચા નગર છે કાચું. સંસા૦ ટેક.
થીર નીર ખાડામાંહી થાશેરે,
વાયુ તડકાનો જ્યારે વાશેરે;
સાચું જોને તે જરૂર સુકાશે. સંસા૦ ૧
પડે પૃથ્વીમાં મેઘનું પાણીરે,
ભલી નદીઓ છે સરવે ભરાણીરે;
ઉનાળે નથી એની એધાણી. સંસા૦ ૨
તુંતો વૈભવ માનેછે મારોરે,
એતો રહેવા તણો છે ઉધારોરે;
જેવો વિજળીનો ઝબકારો. સંસા૦ ૩

જોને ઘડીઘડી પળપળ જાશેરે,
થયું પ્રાતઃ ને મધ્યાન થાશેરે;
થયું વિત્યે રાત્ય ને વહાણું વાશે. સંસા૦ ૪
કહેને સુપનાનુ સુખ છે કેવુંરે,
જોને ઝાંઝવાના નીર જેવુંરે;
કહે ગણપત અંતે છે એવું. સંસા૦ ૫

પદ ૪ થું.

ગુરૂતણા જ્ઞાનથી ગમ પડશેરે, જીવજાગેનોમારગ જડશે. ટેક.
રાખે ગુરૂગમ કેરી રીતિરે, પુર્ણાનંદ સાથે પ્રીતિરે;
જાણી લ્યો તો જશો જગ જીતિ. ગુરૂ૦ ૧
પડી ગમ ગોપીચંદને ભારીરે, છોડી સોળસેં સુંદર નારીરે;
જેના વૈરાગને જાઉં વારી, ગુરૂ૦ ૨
ભલી ભરથરીએ ઉર આણીરે, જેણે જુક્તિ ગુરૂની જાણીરે;
મેલ્યું રાજને રોતી રાણી, ગુરૂ૦ ૩
મીરાંબાઈના મનમાં આવીરે, ભલી ભક્તિ પ્રભુની ભાવીરે;
જેણે સુરતા હરિમાં સમાવી, ગુરૂ૦ ૪
ગમ જાણે તે ભવને ભવાનીરે, રૂપે ધરમવાળા કોઇ ધ્યાનીરે,
કહે ગણપત સમજી લ્યો જ્ઞાની. ગુરૂ૦ ૫

( રાગ કાફી—ધીરાના પદનો. )

પદ ૧ લું.

સમજી લેજો શાણારે, શિખામણ એક કહું સારી;
ખળ ઓળખ્યાનીરે, ખબર સુણો નરનારી. ટેક.
મોઢે માનવને મીઠું બોલે, પેટમાં રાખે પાપ;

સ્વારથ માટે સહુને સંહારે, ન ગણે ભાઈ કે બાપ;
કપુત એને કહીએરે, દુનિયામાં એ દુઃખકારી. સ૦ ૧
કરેલો ગુણ કોઇનો નવ જાણે, એ કૃતઘ્ની કહેવાય;
કરે હરિકીરતન કુડું રે ભાંખે, એ નક્કી નરકે જાય;
અધરમી નહીં એથીરે, પરનિંદા જેને હોય પ્યારી. સ૦ ૨
સુત દારાની સેવા કરે ને, શરણું હરિનું સહાય;
લોચામાં લથ્ધાઇ રહ્યોને, ભવમાં ભગત કહેવાય;
કરતાર તારી કરણીરે, અચંબો મને એ ભારી. સ૦ ૩
પ્રાણી તમે કરી પરક્ષા, શાકુટનો તજો સંગ;
ભરે સેથી ભોળવા શોમ ભોળા, ભક્તિમાં પાડે ભંગ;
ગણુપત કહેછે જ્ઞાનીરે, વંઠયને મેલો વિસારી. સ૦ ૪

પદ ૨ જું.

સંત કોઈ સાચારે, રીત જેની હોય રૂડી;
વિમળ જેની વાણીરે, કરણી નહીં કોઈ કુડી. ટેક.
શત્રુ મિત્રને સરખા જાણે, રાખ કુંદન એકરીત;
પરનારીનો પરસ કરે નહિ, જગમાં તેની જીત;
પરમપદ એ પામેરે, ભાવે નહીં વાત ભુંડી. કોઈ૦ ૧
વિવેક વૈરાગ્ય ખટ સંપત્તી, મુમુક્ષુના કહેવાય;
ચ્યાર સાધન તેના ચિત્તમાંરે ચોટે,
એ ઘણુા જ્ઞાની ગણાય, સદાનંદ શોભેરે,
ગર્વ જેણે નાંખ્યો ગુડી. સં૦ ૨
તન ને મનથી ત્યાગ રાખે, હરી મળ્યાનું હેત;
આશા કોનીઉરમાં ન આણે, સુરતા કરી સંકેત;

મુનિવર એ મોટારે, ઈચ્છા નહિ ઉર ઉંડી. સં૦ ૩
કનકકાન્તા સંપત્ત ન સેવે, દુનિયામાં એ દેવ;
ગણુપત કહે એનેગુરૂમાની,સજ્જનકરજોસેવ,
તારણ તરણુ તેવારે, એને સમજણ ઉંડી. સં૦ ૪

## પદ ૩ જું.

ધ્યાન ધરો ધ્યાનીરે, જ્ઞાની કોઈ ગુણુકારી;
ભવદુઃખ ભારીરે, નારાયણુ જપો નરનારી. ટેક.
પાતાંજલીમાં કહ્યું પોકારી, અઢાર એમાં ઉપાય;
સાધન કરતાં સીદ્ધ પામે, જોગ જીવનનો થાય,
દલમાંહી દેખેરે, સુંદરવર સુખકારી. ધ્યા૦ ૧
અંગુઠા ઉપર આંખ્ય ઠરાવી, જપે અજંપા જાપ;
આસપાસ પ્રકાશને પેખે, મનવશ કરવાનું માપ;
જોગી એને જાણોરે, ભક્ત જેને હોય ભારી. ધ્યા૦ ૨
પ્રાતઃસમે કે પાછલે પહોરે, સુર્ય સામું જોય;
નેત્રવડે નિરખે નર નેમી, હરી હિરણ્યગર્ભ હોય,
ભાળે દુઃખ ભાંગેરે, વિષયની વાત વિસારી. ધ્યા૦ ૩
ચંદ્ર ડાબા ચક્ષુમાં દેખે, જમણે સુર જોવાય;
ઉલટ સુલટ કરીસાધે સુસુમણા,દેવ વૈરાટ દેખાય,
ગણુપત કહેછે જ્ઞાનીરે, ભેટે એમ ભયહારી. ધ્યા૦ ૪

## પદ ૪ થું.

રાજ્ય યોગની રીતીરે, સંસારીને સુખદાઈ;
સુણો સેજ સમાધીરે, લક્ષણુ તેનાં કહું ભાઈ. ટેક.
કામ ક્રોધ મોહ ને મમતા, તૃષ્ણા સ્વાદ ને માન;

સાત વાનાં પેહેલેથી છોડે, તો જોણુભક્તિનું જ્ઞાન,
મન જ્યારે મારેરે, ગોવિંદ કેરા ગુણ ગાઈ. રા૦ ૧
જ્ઞાનદ્રષ્ટિથીજુએજ્યારેઘટમાં,જગતજુઠું જણાય;
એક ચિત્તઅવિનાશી ઉપર, સેહેજસમાધી થાય,
બ્રહ્મ એક ભાસેરે, અતિ જેની અધિકાઇ. રા૦ ૨
વિષયી સુખની તૃષ્ણા વિરામેએકાંતિકજન એહ,
ઈંદ્રીયોનું જ્યારે કરે આકર્ષણ, સર્વ ટળે સંદેહ,
ભ્રમણા સહુ ભાગેરે, પરમ પદ્દલે પાઈ. રા૦ ૩
દીપક કરવા આચરે ઉદ્યમ,ભાસેઓચિંતો ભાણ;
એમ અચાનક ઈશ્વર ઉરમાં, જુવે ચતુર સુજાણ,
ગણપત કહેછે જ્ઞાનીરે, બ્રહ્માનંદ સુખભાઇ. રા૦ ૪

( રાગ કેદારો. )

## પદ ૧ લું.

પામર નર પરનિંદા કરે તે,
જમને હાથે જાયરે;
કર્યા ગુણને જે ન જાણે,
એ કૃતઘ્ની કહેવાયરે. પા૦ ટેક.
કુટુંબ વિરોધીને ગુરૂનો દ્રોહી,
ઝાઝો લોભ છે જેનેરે;
ક્રોધ ઘણો ને વળી કુડું બોલે,
કપુત કહીએ તેનેરે. પા૦ ૧
પેટને માટે પાખંડ કરીને,
ધન હરવાને ધાયરે;

પોતાનું બોલ્યું પોતે નહિ પાળે,
કહો કલ્યાણ કેમ કરી થાયરે. પા૦ ૨
દોષ પોતાના દિલમાં ન દેખે,
કુડાં કલંક ચઢાવેરે,
જનમ્યો ત્યાંથી જુઠું બોલે,
એ પરમ પદ કયમ પાવેરે. પાં૦ ૩
દુરિજનનો સ્વભાવ એ દેખો,
વળી દુનિયામાં થાય ડાહ્યોરે:
વિશ્વંભરથી વિનતા વહાલી,
મોહ ઘણોને માયારે. પા૦ ૪
અન્ન સરખુ ઓખડ નહિ એવું,
નિંદીક નરકનો ઠામરે;
હરિ સમો નહિ બીજો હેતુ,
ગાયે ગણપતરામરે. પા૦ ૫

## પદ ૨ જું.

હરિ ભજતાં કો આવીને ઓડે,
તેનો કરીયે ત્યાગરે;
સારા માણસને સમજી લેવું,
દેહે ન લાગે ડાઘરે. હરિ૦ ટેક.
પ્રહ્લાદે જુઓ પિતાને તજીયો,
વિભિષણે તજ્યો ભાઇરે;
ભક્ત ભરથજીએ તજી નિજ માતા,
કંથ તજ્યો મીરાંબાઇ. હરિ૦ ૧

નાત તજી નરસિંહ મહેતાએ,
ચિત્તથી હરિ નવ ચુકયારે;
પાંડવ હરિજન પોતા માટે,
મુરખ કૌરવ મુકયારે. હરિ૦ ૨
પતિ તજી રૂષિપત્નીઓ ચાલી,
મોહન મળવા માટેરે;
લોક લાજ તજી વ્રજ વિનતાઓ,
ગઇ જુમનાને ઘાટેરે. હરિ૦ ૩
ભુપ ભીમકે પુત્ર પરહર્યો,
જદુપતિ કરવા જમાઇરે;
કોડંડ રૂખિયે તજી કામની,
અતિ જેની અવળાઈ. હરિ૦ ૪
વીઠુલ ભજતાં જે જન વારે,
અળગા રહીએ એથીરે;
કહે ગણુપત સમજુને કામે,
જીવન રીઝે જેથીરે. હરિ૦ ૫

પદ ૩ જું.

પ્રેમ પંથ પુરૂષોત્તમ કેરો,
વિકટ છે તે ઘાંટી વસમીરે;
પીએ તે પરમ પદ પામે,
દેખો એ ભક્તિ દશમીરે. પ્રેમ૦ ટેક.
એ કૃતિ જેના ઉરમાં આવે,
અમર લોક લેઈ જાયરે;

પ્રેમ સુધા પીએ કોઈ પુરા,
જીવ મટી શિવ થાયરે. પ્રેમ૦ ૧
પહેલે જુગે પ્રલ્હાદે પીધાં,
માર્યો પિતા તો ન મુઓરે;
તેલ કઢામાં તર્યો સુધનવા,
જીવતો રહ્યો એ જુવોરે. પ્રેમ૦ ૨
જનકવિદેહીએ રસ જાણ્યો,
વ્રજ વિનતાને ઘણો વહાલોરે;
રાય હરિશ્ચંદ્ર ને તારા રાણી,
પીધો પ્રેમનો પ્યાલોરે. પ્રેમ૦ ૩
મીરાંબાઈએ મહારસ માણ્યો,
સ્વદેહે હરિમાં સમાણીરે;
પૂર્વ જનમના પુન્યે પ્રગટે,
કે કરે સાચી કમાણીરે. પ્રેમ૦ ૪
કબીર કરમા સજનો ને શવરી,
હરિ રસનાં અધિકારીરે;
ગણપત કહે ગુણ ગોવિંદ કેરા,
નીરખો નર ને નારીરે. પ્રેમ૦ ૫

પદ ૪ થું.

ઓ અપરાધી પ્રાણી,
આવડો શો અહંકારરે;
કળજુગમાં હરિ કીરતન કરને,
માથે જમનો મારરે. ઓ૦ ટેક.

આયુષ્ય તારૂં થાય છે ઓછું,
મન જાણે હું મોટોરે;
કાળ અચાનક આવી પકડશે,
ખેલ થશે સહુ ખોટોરે. ઓ૦ ૧
કાયા માયા ધન સુત ને કામની,
તેમાં નથી કોઇ તારૂંરે;
આગ્ય ચોદેશેથી લાગી ઉઠી,
કર બળતામાંથી બારૂંરે. ઓ૦ ૨
અંતે સરવે રહેશે અળગો,
પોતાનો પરીવારરે;
છ મહીને નહિ કોઈ સંભારે,
વારૂ કરને વીચારરે. ઓ૦ ૩
કામ ક્રોધ મદ લોભ કરીને,
કર્મ અઘટતું કીધુંરે;
ઘરડો થયો પણ જ્ઞાન ન આવ્યું,
નહિ નામ હરિનું લીધુંરે. ઓ૦ ૪
મનમાં સમજીને કરને સુરખ,
ઠરવા કેરો ઠામરે;
સાચો સગો એક શામળીઓ છે,
ગુણ ગાયે ગણુપતરામરે. ઓ૦ ૫



## પદ ૧ લું.

( કળિયુગ વિષે–રાગ કેદારો. )

કહું ભવિષ્ય કળિયુગનું કારણ,
નીરખી હ્યો નરનારી;
દાખવ્યું છે એ તુલસીદાસે,
ઉત્તરકાંડે ઉચ્ચારીરે. કહું૦ ટેક.
ઇશે કહી ઉમીયાના આગળ,
કળિયુગ કેરી કરણીરે;
કાગભુસંડીએ કહ્યું ગરૂડને,
વિવિધ રીતે વરણીરે. કહું૦ ૧
દાંભિક લોક કળિમાં દેખો,
કપટે પંથ બહુ કરશેરે;
વરણાશ્રમના ધર્મ વીસારી;
અવળી રીતે આચરશેરે. કહું૦ ૨
ચાર વરણ સત્ય મુકીને ચાલે,
નીગમ વીરોધી નરનારી;
રાજા રૈયતનું રક્ષણ છોડી,
કરશે એકાકારીરે. કહું૦ ૩
જે જેને મન ભાવે જેવો,
એવો ધર્મ આચરશે;
પાખંડી પંડીત બનીને,
કર્મ કુશાઓ કરશેરે. કહું૦ ૪
કરે દંભ તે સંત કહેવારો,

દ્રવ્ય હરે તે ડાહ્યારે;
વેદ વચન આચાર ન વરતે,
જ્ઞાની એહ ગવાયારે. કહું૦ ૫
નિર્મળ ધર્મ નીરંતર નીંદે,
એ મોટો આચારીરે;
ગુણહીણુ સાકુટ એ ગુણવાળો,
એ જગમાં ઉદાસીરે. કહું૦ ૬
જટા મોટી મોટા નખ જેને,
તે તપસ્વી ત્યાગીરે;
ભુંડો વેષ અભક્ષણુ ભક્ષે,
એ સિદ્ધ નર સુહાગીરે. કહું૦ ૭
શાસ્ત્ર ગાય બ્રાહ્મણુને સાધુ,
નિત્ય એને જે નીંદેરે;
કહેવાશે તે મહા શુભ કરમી,
વિશ્વ તેને સહુ વંદેર. કહું૦ ૮
મરકટ જેમ નચાવે મદારી,
એમ નરને નચાવે નારીરે;
કળિનાં લક્ષણ ગણપત કહે છે,
આગળ વાત ઉચ્ચારીરે. કહું૦ ૯

## પદ ૨ જું.

કારણુ એવું છે કળિયુગનું, સાચી વાત ન સુઝેરે;
મુરતીને માનવ નહિ માને, પ્રભુને કોઇ નવ પુજેરે. કા૦ટેક.
બોધ શુદ્ર કરશે બ્રાહ્મણુને, ઉપવીત ધરશે અંગેરે;

શુદ્ર દાન સરવેનાં લેશે, પાપી કળિને પ્રસંગેરે. કા૦ ૧
કામ લોભ ને ક્રોધ કરનારા, થાશે ઠામો ઠામરે;
વેદ દેવ દ્વીજ કેરા વીરોધી, ઘણા ગામો ગામરે. કા૦ ૨
ભામનીપર પુરૂષને ભજશે, સધવા હીણ શણગારરે;
સુંદરવીધવાશરીરસુધારી,ચહાશેઅતીવ્યભીચારરે. કા૦ ૩
બોધક અંધ અને શીષ્ય બહેરો,
જેને જમનો મારગ જડશેરે;
ધન હરીગુરૂ ધોખોનહીધારે,એ કુંભીપાકમાંપડશેરે. કા૦ ૪
પીતા પુત્રને પેટ ભર્યાનો, ધર્મ શીખવશે ધારીરે;
નર એવા લેવા નીપજશે, પરધન ને પરનારીરે. કા૦ ૫
વેદાંત વાંચી વાતો કરશે, બ્રહ્મજ્ઞાની થઈ ભારે;
કોડી માટે ઘાત ગુરૂની, વીપ્રને દેશે વીડારીરે. કા૦ ૬
શુદ્રની કથા સૌ સાંભળશે, વેદની વાત વીસારીરે;
બ્રહ્મચીને તેબ્રાહ્મણકહીએ, બોલ્યાનીકાઢશેબારીરે. કા૦ ૭
લંપટ કપટ દ્રવ્યના લોભી, જીવ બ્રહ્મ એમ જાણેરે;
પોતે ચાલે તે પંથે ચલાવે, તેવા મત સૌ તાણેરે. કા૦ ૮
એક અલ્પ સુધી નર એવા, ઠરશે નરકને ઠામેરે;
વેદ માર્ગથી અવળા વર્તે, ગાયું ગણપતરામેરે. કા૦ ૯

પદ ૩ જું.

કાગભુસંડીએ કથાકહી છે, અગમ વાત ઉચ્ચારીરે;
તે કથા સંભળાવું તમને, વિવેકી લેજો વીચારીરે. કા૦ટેક.
નીચ લોકની નારી મરે કે, ઘર સંપત ગઈ નાશીરે;
મુંડ મુંડાવી માનત બનશે, શુદ્ર થશે સન્યાશીરે. કા૦ ૧

કાશીમાં જઈને તે કરશે, વીપ્ર સાથે વીવાદરે;
ઉલટો તે ઉપદેશ આપશે, મુકી લાજ મરજાદરે. કા૦ ૨
અભણ બ્રાહ્મણ થાશે એવા, કપટી લોભી કામીરે;
નીરાચારી કૃત કરશે નીચાં, ગુણકા કેરા ગામીરે. કા૦ ૩
જપ તપ વ્રત વિધવિધ શુદ્રજન, કપટ કરીનેકરશેરે;
શુદ્ર મોટે સિંહાસન બેશી, એ જે પુરાણ ઉચરશેરે. કા૦ ૪
કલ્પીતજ્ઞાનઅઉજનનેકથશેકહેવાયનહિએમકરશેરે;
મત પાખંડી કરશે સુમત, તેમાં કોઇ નવ તરશેરે. કા૦ ૫
પ્રજા વર્ણસંકર સૌ પાકે, જાય શોક રોગ વીયોગીરે;
વીષય મોહને વશ કરીને, ભક્તના નહે ભોગીરે. કા૦ ૬
વેદ મારગ વીવેકને મુકી, જુઠા પંથમાં જાશેરે;
ધન ભેગું કરી ધામ બંધાવે, ત્યાગી એવા થાશેરે. કા૦ ૭
તપસ્વી પૈસાવાળા તેવા, બહુ નીરધન ઘરબારીરે;
વીષયે જેની વૃત્ત હરેલી, કોણ નરને કોણ નારીરે. કા૦ ૮
કંથ સતીને કાઢી મુકે, પેટ ભરે પર ધામેરે;
માતાપીતાનેઅણપરણ્યાંમાને,ગાયું ગણપતરામેરે. કા૦ ૯

## પદ ૪ થું.

કળીમાં એવું કૌતક થાશે,ભવ કહે સુણો ભવાનીરે;
કાગભુસંડીએ કહ્યું ગરૂડને, સુણજોગુણીયલજ્ઞાનીરે. ક૦ટેક.
પાપ પરાયણ ભુપતી ભાખે, ધર્મ હૃદે નહીં ધારેરે.
જનોઇથી બ્રાહ્મણ જણાશે, વેદ હીન એ વારેરે. ક૦ ૧
વારે વારે દુકાળ દેશમાં, અન્ન વીના અકળાશેરે;
કામ ક્રોધ મદ લોભ ને દ્રેષી, બ્રહ્માંડ સઘળે ભાસેરે. ક૦ ૨

તામસ ધર્મજપતપ આચરશે, જુઓ એના જુગેરે;
ઘૃત દાને વરસાદ ન વરસે, અન્ન વાવ્યું નહીં ઉગેરે. ક૦ ૩
દુઃખી ધન વીનાની દુનીયાં, પણ સુમત નહી સુકેરે;
પૈસો ચાહે ને ધર્મ ન પાળે,ચીત્તમાં લોભ ન ચુકેરે. ક૦ ૪
અકારણ વહાલાના વીરોધી, વીશ્વ સૌમાં વાસેરે;
પંદરવરસપુરૂષનોઆયુષ્યપણકલપેગુમાનનનાસેરે. ક૦ ૫
સર્વે આ માની લેજો સાચું, નથી જુઠું લગારરે;
ધર્મ નહીં રહે ધરણી ઉપર, પાપ તણોનહીં પારરે. ક૦ ૬
આ યુગમાં એક છે એવો, રૂદીએ રામને રાખેરે;
કળૌ કેશવ કીર્તનાત, એમ ભાગવતમાં ભાખેરે. ક૦ ૭
દાનમાં અન્નનું દાન ઉત્તમ, નામમાં રામનું નામરે;
દેહીમાં આ દેહ મનુષ્યનો, ધામમાં અક્ષર ધામરે. ક૦ ૮
કળીજુગ જેવો અન્ય નહી જુગ, વર્તે જો વીશ્વાસેરે;
ગાઇરામગુણગણપતકહે છે,ભવતરેવીના પ્રયાસેરે. ક૦ ૯

## પદ ૧ લું.

( રાગ ગરબી. )

જોને અવસર આવો જાયરે,
જીવડા જો જાગી;
ખોટા ખેલમાં શું ગોથાં ખાયરે,
જીવડા જો જાગી. ટેક૦
હીરો આવ્યો છે તારે હાથરે; જીવડા૦
હવે નક્કી ભજીલે નાથરે. જીવડા૦ ૧
દેવે દીધો મનુષ્યનો દેહરે, જીવડા૦

તક પ્રભુ ભજ્યાની તેહરે. જીવડા૦ ૨
ચેત ચેતાવું તુજને અચેતરે, જીવડા૦
કર વૈકુંઠ જવાનો વેતરે. જીવડા૦ ૩
ધન દારા અને સુત ધામરે, જીવડા૦
કોઈ આવે ન તારે કામરે. જીવડા૦ ૪
જપ્ય રામને આઠે જામરે, જીવડા૦
ગુણ ગાયછે ગણુપતરામરે. જીવડા૦ ૫

પદ ૨ જું.

કાળ આગળ ન ઉગરે કોઇરે,
મનડા લે માની;
સુંડ રહ્યો માયામાં મોહીરે,
મનડા લે માની. ટેક.
અર્ક ઉગેને આથમી જાયરે, મનડા૦
જેમ સાપ ઉંદરને સ્હાયરે. મનડા૦ ૧
જેવો વીજળીનો ઝબકારરે, મનડા૦
એવો અલ્પ જીવત અવતારરે. મનડા૦ ૨
જોને વાદળ આવેને જાયરે, મનડા૦
એમ આયુષ્ય ઓછું થાયરે, મનડા૦ ૩
જેવું ઝાંઝવાનું નીર જણાયરે, મનડા૦
એમ ઉપજે ને અલપાયરે, મનડા૦ ૪
હરિ ભજ્યામાં રાખે હામરે, મનડા૦
ગુણ ગાયછે ગણુપતરામરે. મનડા૦ ૫

પદ ૩ જું

હરિ સાથે ન કીધું હેતરે, પ્રાણીયા તેં પાપી;
ફંદ કરીને થાય ફજેતરે, પ્રાણી૦ ટેક.
વળી સાચી વહાલી નહિ વાતરે, પ્રાણિયા તેં પાપી;
ઘણી કરે લોકોની ઘાતરે, પ્રાણી૦ ૧
પરનારી સંગાથે પ્રીતરે, પ્રાણીયા તેં પાપી;
રામ ભજવાની રાખી ન રીતરે, પ્રાણી૦ ૨
ભજન ભક્તા ઉપર નહિ ભાવરે, પ્રાણીયા તેં પાપી;
જેના દિલમાં છે જુડો દાવરે, પ્રાણી૦ ૩
ગમે નહીં ગુરૂનું જ્ઞાનરે, પ્રાણીયા તેં પાપી;
આડો અંતરનો અભિમાનરે, પ્રાણી૦ ૪
નવ ભજ્યો પ્રભુનું નામરે, પ્રાણીયા તેં પાપી;
ગુણ ગાય છે ગણપતરામરે, પ્રાણી૦ ૫

પદ ૪ થું.

ઉરમાં અખંડ આનંદરે,
સાચા એ સાધુ;
ફરે નહિ કદી ભવ ફંદરે. સાચા૦ ટેક.
નહિ નિંદાનું જાણે માનરે, સાચા૦
તજે તનમાંથી દારા ને દામરે. સાચા૦ ૧
પર ઉપકારી પરમ દયાળરે, સાચા૦
ભેખ બ્રાહ્મણના પ્રતિપાળરે. સાચા૦ ૨
જેને હીણી તે વાત હરામરે, સાચા૦
રટે રૂદીયામાં રૂડા રામરે, સાચા૦ ૩

બહુ નામીનો આપે ઓધરે, સાચા૦
કોઇ દહાડો કરે નહિ ક્રોધરે. સાચા૦ ૪
જેને હરી ભજ્યાની હામરે, સાચા૦
ગુણ ગાયછે ગણુપતરામરે. સાચા૦ ૫

પદ ૧ લું.

ગરબી.

જનમ પામી જીવન નવ જાણ્યારે,
મુરખા મોટારે;
મુઢ માયાના રસ નેં માણ્યારે. મુરખા૦ ટેક.
ભાંડ ભવાઈ જુએ છે ભાવેરે. મુરખા૦
હરિ ભક્તિમાં અધો નવ આવેરે. મુરખા૦ ૧
વાગે ડાકલું તો દેખવાને દોડેરે, મુરખા૦
કૃષ્ણ કથા ન સાંભળી કોડેરે. મુરખા૦ ૨
રોજ રાવણું રમકડાંને રાજરે, મુરખા૦
પરનિંદા ખારી તુને ખાજરે. મુરખા૦ ૩
જમરાજાનું જોર ન જાણેરે, મુરખા૦
તારા તનમાં પેસીને પ્રાણ તાણેરે. મુરખા૦ ૪
હેત રાખી હરિ ભજ હામેરે, મુરખા૦
ગુણ ગાયા છે ગણુપતરામેરે. મુરખા૦ ૫

પદ ૨ જું.

કૃષ્ણ સાથે તેં પ્રીત નવ કીધીરે, પાપીયા પુરારે;
સારા સંતોની શીખ નવ લીધીરે, પાપીયા૦ ટેક.
જુઠી બાજી સંસારની જોઇરે, પાપીયા૦

મોહ માયામાં મુઢ રહ્યો મોહીરે. પાપીયા૦ ૧
દામ દારાનાં કામ કરે કેવાંરે, પાપીયા૦
લોક પાસેથી લુંટી લેવાંરે. પાપીયા૦ ૨
માથે મરવાની બીક નવ માનીરે, પાપીયા૦
છળ રાખીને ઘાત કરે છાનીરે. પાપીયા૦ ૩
ભોળા માનવીને ભાળી ભમાવેરે, પાપીયા૦
આવો અવતાર ફેર નહિ આવેરે. પાપીયા૦ ૪
ભલુ ભાવે તો ઠરે શુભ ઠામેરે, પાપીયા૦
ગુણ ગાયા છે ગણુપતરામેરે. પાપીયા૦ ૫

## પદ ૩ જું.

હરી ભક્તિ ને શાંત નાંખ ભાગીરે, ભાવના ભોગીરે;
જોત્ય રૂદીઆમાં જીવની જાગીરે, ભાવના૦ ટેક.
હું ને મારૂં બે મુકી દેનેરે, ભાવના૦
લહાવો જીવન મુક્તિનો લેનેરે. ભાવના૦ ૧
દયા લાવીને શુભ દાન દેનેરે, ભાવના૦
કોડે કોડેથી રામ નામ કહેનેરે. ભાવના૦ ૨
કરે હાથે તે આવશે સાથેરે, ભાવના૦
માન કહ્યું દુઃખ નહિ રહે માથેરે. ભાવના૦ ૩
સંત સેવાનું સુખ ઘણું સારૂંરે, ભાવના૦
તેથી થાશે તે કારજ તારૂંરે. ભાવના૦ ૪
કર મહેનત કીરતારને કામેરે, ભાવના૦
ગુણ ગાયા છે ગણુપતરામેરે. ભાવના૦ ૫

## પદ ૪ થું.

ભાવ રાખે તું રામજી ભજવામાંરે, સજ્જન શાણારે;
તાન રાખે તું ક્રોધ તજવામાંરે, સજ્જન૦ ટેક.
મન માને તેનાથી મળીએરે, સજ્જન૦
વંઠ લોકોની વાટે ન વળીએરે, સજ્જન૦ ૧
ચીતડામાં હરીરસ ચાખેરે, સજ્જન૦
ટેવ નબળી તું ટાળી નાંખેરે, સજ્જન૦ ૨
મોહ કાઢે તો મુક્તિ મળશેરે, સજ્જન૦
બોધ સુણે તો કર્મ બધાં બળશેરે. સજ્જન૦ ૩
રાખે શ્રદ્ધા તો જ્ઞાન થાય સારૂંરે, સજ્જન૦
બુડવાનું મટી જાય બારૂંરે. સજ્જન૦ ૪
જપ્ય જીવનને આઠે જામરે, સજ્જન૦
ગુણ ગાય છે ગણપતરામરે. સજ્જન૦ ૫

( રાગ લાવણી. )

## પદ ૧ લું.

કળીમાં કાળ કોપથીરે, કાંઈ નહિ ઉગર્યાની આશા; ક૦ટેક.
ગળફા ગળિયું શુળ પાંસળીયું, કે કોગળીયું કહાવે;
મોત મરદને કદી ન મુકે, ઓચિંતાનું આવે. ક૦ ૧
વંઠેલ વાડો આવે આડો, દુઃખનો દહાડો દેખે;
ગોથાં ખાતા ઘણા ગયા નર, લાલી તારે લેખે. ક૦ ૨
તાવજ તરીયો ભરપુર ભરીયો, દુઃખનો દરીયો દાખે;
આણું આવે નાણું આપે, રાય રંક નહિ રાખે. ક૦ ૩
વાણેવળીયોમહાદુઃખસળિયો,બાપોનિકળ્યાબળિયો;

તનડું ત્યાગ્યું પાણી લાગ્યું, કશો રોગ નવ કાળચો. કુ૦ ૪
રોગ રગતીયો પુરણ પતીયો, થયો અવગતિઓ ઠામે;
જમને હાથે જરૂર જાશે, ગાયું ગણપતરામે. કુ૦ ૫

પદ ૨ જું.

કોઇને કાળ ન મુકેરે, કાંઈ સમજી લ્યો તો સારૂં. કો૦ટેક.
જમની જુક્તિ કોઇ નવ જાણે, રોગ થઈ રંજાડે;
પ્રાણી માત્ર જે પૃથ્વીના, પલક એકમાં પાડે. કો૦૧
સુઠ મુએરો ઝાડા ફેરો, વંતર આવી વાગે;
ડાકેણ શાકેણ ભુત ને ભૈરવ, ઝાંપડી આવી જાગે. કો૦૨
કર્મ કઠોદર જુઓ જળોદર, ઉદર આફરો આવે;
તાણ અને રાંઝણ અમુજણ મહા દુઃખ કોણ મિટાવે. કો૦૩
જારણ મારણ ને ઉચ્ચાટણ, મોહની મંતર મારે;
અંતકાળની ઘાંટી અઘરી, આવી કોણ ઉચારે. કો૦૪
સૌથી શુરા બળમાં પુરા, નેકજાર જે નામે;
જરૂર એ ઓચિંતા જાશે, ગાયું ગણપતરામે. કો૦૫

પદ ૩ જું.

મન તું મોહ ન મુકેરે, કાંઇ મરણ ભમે છે માંથે. મન૦ટેક.
નીરમળ નારી શોભા સારી, રોતી મેલી રાને;
આગુબોલે જાશો એકલડા, કહો ભળાવી કોને. મન૦ ૧
તન જે તારો પુરણ પ્યારો, કષ્ટ વિસારો કરશે;
મારો જાણે છે તે મિથ્યા, મુરખ એનો મરશે. મન૦ ૨
રાજ રૂપાળું વૈભવવાળું, સુખ માને છે સારૂં;
એક દિવસ અંધારૂ થાશે, તેમાં કાંઈ નથી તારૂં. મન૦ ૩

જુઠી બાજી જોઇને, માયાનું સુખ માણે;
જમડા આવી જ્યારે ઝડપશે, ત્રાસ થશે તે ટાણે. મન૦ ૪
બેલી કરને બહુ નામીને, ઠરવા રૂડે ઠામે;
રાધાવરનો રાખ્ય ભરોંસો, ગાયું ગણપતરામે. મન૦ ૫

પદ ૪ થું.

તન તો રંગ પતંગીરે, જોતાં જરૂર ઉડી જાશે; તન૦ટેક.
આક તણું ઉગ્યાં અંકુરાં, ઉડી જાશે એનો;
કાળ જાગમાં સૌ પકડાશે, ચેતનહાગ ચેતો. તન૦ ૧
વીજળીચાળુ જે અજવાળું, જોતાં ઝંખું થાશે;
પાણીનો કુંડ પરપોટો. વાયુ જ્યારે વાશે. તન૦ ૨
જાએવું જગ ઝાકળ કેરૂં, અર્ક ઉગે અલોપાશે;
આગજળ જેવું મનડું મોહ્યું, નક્કી એનો નાશે. તન૦ ૩
વાદળ છાયા કોમળ કાયા, મનની માયા મોટી;
સ્વપ્નાની સંપત નહીં સાચી, અલૌકિક વસ્તુ જે ખોટી. તન૦ ૪
જુઠી બાજી જાણી લેજો, કોઇ ન આવે આડે;
રામ રટણ રૂડીઆમાં રાખો, ગાયું ગણપતરામે. તન૦ ૫

પદ ૫ મું.

પામર જીવડા પંખીરે, માથે મોત બાજ છે મોટો; પા૦ટેક.
બેસે મચ્છ પકડવા બગલો, ચાંચ કદી નવ ચુકે;
પેસે લોક તણી પેટીમાં, મોત એમ નવ મુકે. પા૦ ૧
કાળ વ્યાળની ફાળ કઠિણ છે, ભણ્યાગણ્યા જ્યાં ભુલે;
પંચાતો સૌ પડી રહે તો, ડહાપણવાળા ડુલે. પા૦ ૨
હરણી જેમ સિંહણની આગળ, ઈચ્છે મન ઉગરવું;

જબરો છે એમ કાળ ઝપાટો, માન્ય જરૂર છે મરવું. પા૦ ૩
આવે મુખ ડશીયલને ઉંદર, જીવ્યાતણું જેમ જાણે;
એવું છે તારા શીર ઉપર, અભિમાન શું આણે. પા૦ ૪
જોને સૌ મુકીને જાવું, ધન દોલત ને ધામે;
રાખ ભરૂંસો રાધાવરનો, ગાયું ગણપતરામે. પા૦ ૫

પદ ૬ ઠું.

હેતે ભજો હરીનેરે, જેથી જન્મ મરણ દુઃખ જાશે. હેતે૦ટેક.
એ ત્રેલોચન તારણ અધમ ઉધારણ, કષ્ટ નિવારણ કહાવે,
જન પ્રતિપાળા દીનદયાળા, સુંદર મનમાં ભાવે. હેતે૦ ૧
ભવ ભયભંજન નામ નિરંજન. દુરમતિ ગંજન દેવા;
એ પિતુ માતા વિશ્વ વિધાતા, સદા કરી લ્યો સેવા. હેતે૦ ૨
નિર્મળ નામી સૌનો સ્વામી, પાર શકે કોણ પામી;
ધિંગો ધામી અંત જામી. નિગમ કહે નમ.મી. હેતે૦ ૩
વિશ્વ વિલાસી નહિ ઉદાસી. પુરણ પ્રકાશી પોતે;
ઘટઘટ વાશી છે અવિનાશી. જડ્યા ઉજાશી જોતે. હેતે૦ ૪
ભવમાં ભરિયો કહા પાણ દરીયો, ઠરીયો સઘળે ઠામે;
જે અનુસરશો તો ભવ તરશો, ગાયું ગણપતરામે. હેતે૦ ૫

પદ ૭ મું.

ભુલ્યો શીદ ભમે છેરે. આતો આવ્યું ઉત્તમ ટાણું. ભુ૦ટેક.
લખચોરાશી વળા ગર્ભવાસી, નર્ક નીવાશી થઇને;
અતી ઉદાશી કાળની ફંસી. જમને હાથે જઇને. ભુ૦ ૧
હાતાં ફેરાનાં ભગવત ભજતાં, નર નહિ બેસે નાણું;
પરવાર્યામાં આવી પહોંચશે, અચિંતાનું આણું. ભુ૦ ૨

બાગ બનાયા સુંદર છાયા, માયા લાગી મનમાં;
ગાતરગળીયાંપહોંચ્યાંપળિયાં,તોનવસમજ્યોતનમાં. ભુ૦ ૩
ઘોડા ગાડી દોડે દહાડી, કુલવાડીમાં ફાવે;
મરવું માથે જનમ્યું સાથે, ઉરમાં એ નવ આવે. ભુ૦ ૪
તનને ત્યાગી જઇશ અભાગી, જોને જાગી આમે,
રાખ ભરૂંસો રાધાવરનો, ગાયું ગણપતરામે. ભુ૦ ૫

પદ ૮ મું.

ફુલ્યો શું ફરે છેરે, જોને જરૂર અંતે જાવું. ફુ૦ટેક.
સુત જે સારા તારી દારા, કારાપારા કહેશે;
ઠગશે ઠાલાં વળી જે વહાલાં, રોઇને અળગાં રહેશે. ફુ૦ ૧
ઉંચી હવેલી મીલકત મેલી, બંધવ બેલી છોડી;
ચીત લલચાવે જોતાં જાવે, કામ ન આવે કોડી. ફુ૦ ૨
છે તું શાણો પણ છું પાણો, ભરમાણો શું ભાળી;
જીંદગી જુઠી જઇશ ઉઠી, ઠાલી મુઠી વાળી. ફુ૦ ૩
જયાં સુખ ઝાઝાં તે નવ છાજયાં, વાજાં ઉંધાં વળશે;
તન આ તારૂં છે જે સારૂં, ધરણી ઉપર ઢળશે. ફુ૦ ૪
નીરમળ નામે ઠરને ઠામે, પાર મરણનો પામે;
રાખ ભરૂંસો રાધાવરનો, ગાયું ગણપતરામે. ફુ૦ ૫

( રાગ લાવણી–મન તું શીદ સોચના ધરે, કૃષ્ણને
કરવું હોય તે કરે–એ રાગ. )

પદ ૧ લું.

મુરખ તને જન્મ મનુષ્યનો મળ્યો,
ભાગ્યહિણુ ભક્તિમાં નવ ભળ્યો. ટેક.

બાળપણુમાં બુદ્ધિ વિનાનો, મન ખેલ્યામાં મળ્યો;
તરૂણપણામાં તરૂણીએ તુને, શબ્દ બોલીને છળ્યો. ભા૦ ૧
વૃદ્ધપણામાં વ્યાધી વળગી, ગાતર તારો ગળ્યો;
દારા સુત દુઃખ દેવા લાગ્યાં, બોલ સાંભળી બળ્યો. ભા૦ ૨
જન શમશાને જતા જોઇને, ગર્વ કાંઈ નવ ગળ્યો;
કરી કર્મ સુખ કશુ ન પામ્યો, ભુત પ્રેતમાં ભળ્યો. ભા૦ ૩
ગર્ભ તણા દુઃખમાં ઘેરાણો, તૃષ્ણાથી નવ ટળ્યો;
સંતતણી સુણી નહિ શિખામણ,વળ્યો તું તવ વળ્યો. ભા૦ ૪
ચાર ખાણ લખ ચોરાશીમાં, ખબર વિનાનો ખળ્યો;
કહેગણપત સમજ્યોનહિકેમતું, હરીસાથે નવહળ્યો. ભા૦ ૫

## પદ ૨ જું.

જીવને જીવન તે કેમ જડે, પુર્વનાં પાપજ આડાં પડે. ટેક.
અમ્રત પીવા અસુર આવ્યો, કરી કપટ કે વડે;
સુરપતીએ શીર છેદી નાંખ્યું, રણમાં તે રડવડે. પુ૦ ૧
સુરપંખા સ્વામી કરવાને, થોભી લક્ષ્મણ થડે;
નાક કાન બે કાપી નાંખ્યાં, વનમાં આયુદ્ધ વડે. પુ૦ ૨
ચોદ રત્ન લેવા સિંધુસુત, વાસવ સાથે વઢે;
શિવજીએ રણમાં સંહાર્યો, જગમાં તે નવ જડે. પુ૦ ૩
કુંભકરણ ઈંદ્રાસન કાજે, બ્રહ્મા સાથે ભડે;
માગતાં નિંદ્રાસન મળિયું, પાપી પાછો પડે. પુ૦ ૪
નર મન હુંશે નારીને માટે, નિત્ય ઉઠીને નડે;
ગણપત કહે એ ગુણ વિચારો, અહીંથી અહીં આથડે. પુ૦ ૫



પદ ૩ જું.

અરેમનતુંભવસાગરતરે,ભજનકિરતારતણુંજોકરે. ટેક.
વિષયવાસનામાંરહ્યો વળગી, ફોગટ જ્યાં ત્યાં ફરે;
મુક મમત મનમાંથી મુરખ, વિઠ્ઠલ વરને વરે. અરે૦ ૧
ચોરી નીંદા ચાડી ચુગલી, દોષ થકી જો ડરે;
અંતરમાં ઓળખ અવનાશી, ધ્યાન હરીનું ધરે. અરે૦ ૨
સ્મરણ સાધન સારૂં સમજે, હરામી દાનત હરે;
પરમારથમાં પ્રીત કરીજે, પરનારી પરહરે. અરે૦ ૩
નીગમજ્ઞાનની ગમ નહીં તુજને,મતતાણી શીદ મરે;
ગુરૂ સેવા ગીત ગોવિંદ કેરાં, અંતરમાં આદરે. અરે૦ ૪
દુઃખ દુનીયાનાં દીલમાં દેખી, ભક્તિ ઘટમાં ભરે;
ગણપત કહે એવી ગમ પડે તો. સર્વ કારજ સરે. અરે૦ ૫

પદ ૪ થું.

અરેમનનિગમપંથનિરધાર,પરખાલે પામેભવપાર. ટેક.
પ્રથમ જ્ઞાન ગુરૂથી પામી, કરો વિવેક વિચાર;
બોલ કદી મુખ બહાર ન કાઢે, એ ભક્તિ અધિકાર. અરે૦ ૧
નટ જેમ પટને પાછળ રહીને, સુતર ઝાલે સાર;
કરે ખેલ પણ કોઈ નવ વરતે, શું જાણે સંસાર. અરે૦ ૨
નીર નદીનામાં કરે નિંદ્રા, ઉંઘે મીન અપાર;
જુઓ એની ગત કોઈનવજાણે,ત્યમ મેળવએક તાર. અરે૦ ૩
જળકુકડી જળના જીવ સાથે, આદરવાને આહાર;
બુડીને જેમ બહાર નિકળે, વિમળો એમ વિચાર. અરે૦ ૪
જ્ઞાનીની ગત જ્ઞાની જાણે, સમજણ કેરો સાર;
ગણપત ગુરૂગમ પુરા પામે, કોણ નર ને કોણ નાર. અરે૦ ૫

( રાગ કાફી- ત્રઠ જમુનાં જીકો તીર, બંસી ધુન બાજ રહીહે—એરાગ. )

## પદ ૧ લું.

સેજે તરે સંસારરે,
રાખે રીત રામ ભજ્યાની. સેજે૦ ટેક.
તન મન ધનની આશા ત્યાગી,
રોમે રોમ રણુંકારરે. રાખે૦ ૧
વણુ દામે વિશ્વંભર પામે,
મટે મરણુનો મારરે. રાખે૦ ૨
વેદનો ભેદ ને નવધા ભક્તિ,
તે શું મળે એક તારરે. રાખે૦ ૩
વિવેક વૈરાગ્ય સંપત્તિ મુમુક્ષતા,
ચહાવાં એ સાધન ચારરે. રાખે૦ ૪
ગણુપત જ્ઞાન ગુરૂનું વિચારી,
દીલમાં દેખે દેદારરે. રાખે૦ ૫

## પદ ૨ જું.

સંત સમાગમ સારરે,
કરે કોઇ હેતે હરીજન. સંત૦ ટેક.
શુળી ઉપર શયન કરાવે,
લગની ન છોડે લગારરે. કરે૦ ૧
વાણી પાર વસ્તુને વિચારે,
ભાવનથી જે બહારરે. કરે૦ ૨
સેવા સ્મરણુ સાધન સાધે,
ઉરમાં ન આણે અહંકારરે. કરે૦ ૩

મન મદ કામ લોભને મારી,
ચહાય પદારથ ચારરે. કરે૦ ૪
જ્ઞાની એવા દયાળને ગણુપત,
વંદે વારંવારરે. કરે૦ ૫

## પદ ૩ જું.

ભક્તિ વિના નર ભુતરે, ભવમાં ચાલે ભટકતા. ભ૦ટેક.
વિષય સુખમાં રહ્યા વીંટાઇ, ધન હરવાના ધુતરે. ભ૦ ૧
પર જીવને કરે પુરણુ પીડા, મોહ ભર્યો મજબુતરે. ભ૦ ૨
કામ ક્રોધને કપટ કરે પણુ, દેખે જમના દુતરે. ભ૦ ૩
સંત ઘણું સમજાવે શઠને, કહ્યું ન માને કપુતરે. ભ૦ ૪
ગણુપત કહે ગુરૂ જ્ઞાન વિચારે, સારો કોઈ સપુતરે. ભ૦ ૫

## પદ ૪ થું.

આ ભવમાં આભારરે,
કેવો માનું હરીજન કેરો. આ૦ ટેક.
ભુલું ભજન તો આગળ આવી,
સંભારી આપે હરી સારરે. કેવો૦ ૧
પ્રેમ સભામાં પ્રશ્ન પુછે,
આનંદ વાધે અપારરે. કેવો૦ ૨
વૈષ્ણવજનને વહાલા વિશ્વંભર,
ચિત્તમાં નામ ઉચ્ચારરે. કેવો૦ ૩
ગણુપત કહે જ્ઞાનીજન કેરો,
સંગ ન છોડું લગારરે. કેવો૦ ૪

( રાગ ઠુમરી. )

પદ ૧ લું.

માની લેને શિખામણ મારી, અંતર વાત ઉતારીરે. મા૦ટેક.
સમરણ બખ્તર પેહેર શરીરે, ઢાલ ધીરજની ધારીરે. મા૦ ૧
શબ્દ તણી સમશેર સાહીને, મોહને નાંખે મારીરે. મા૦ ૨
જન્મ મરણનું દુઃખ છે જબરૂ, ભવની પીડા ભારીરે. મા૦ ૩
જમને હાથેજશોજ્યારેજીવડા, શીગતીથાશે તારીરે. મા૦ ૪
ભક્તિવિનાભગવંતનભેટે,વેદનીવાણીજો વિચારીરે. મા૦ ૫
ગણપત કહે ગોવિંદ ગુણ ગાતાં,નર્કીતરેનરનારીરે. મા૦ ૬

પદ ૨ જું.

જાણી લેને જરૂર છે જાવું,ફરી આવેનહીં તન આવુંરે.જા૦ટેક.
કહ્યું વચન તું કાને ધરે નહીં, શું તુજને સમજાવુંરે. જા૦ ૧
કાળની જાળમાં કંઇ ઝપટાયા, બહુ તુજને બતાવું રે. જા૦ ૨
ગર્વ થકી કરે ખર્ચ ઘણેરાં, ધર્મ મારગ નવ ધાવું રે. જા૦ ૩
ભેળું કરી ધન ભંડાર ભરિયો,વાંસેકાંઇ નવ આવ્યુંરે. જા૦ ૪
કહે ગણપત કર હાથે એ સાથે,પછી થશે પસ્તાવુંરે. જા૦ ૫

પદ ૩ જું.

આવો અવસર ઉત્તમ આવ્યો,
માટે ગોવિંદના ગુણ ગાવોરે. ટેક.
જે જે કરશો તે થાશે આ જનમે,
લ્યોને લાખેણો લાવોરે. આવો૦ ૧
મનુષ્યા જન્મ જેવો બીજો મળે નહીં,
શરણું હરીનું સાહાઓરે. આવો૦ ૨

અલ્પ જીવન ન કરો લાંબી આશા,
શાને મોહ મચાવોરે. આવો૦ ૩
સંત સમાગમ કરીને સુમજો,
ભુધરને મન ભાવોરે. આવો૦ ૪
ગણપત કહે ગુરૂજ્ઞાન વિચારી
પ્રેમ, પ્રભુ રસ પાવોરે. આવો૦ ૫

પદ ૪ થું.

અલબેલો અંતરજામી,
એનો પાર શકે કોણ પામીરે. અલ૦ ટેક.
અનંત શક્તિ એ ઉપજાવે,
દુજો નથી કોઇ દામીરે. અ૦ ૧
ઈન્દુ સુરજ ઉડગણ આદી ઓપે,
ખેલ એનામાં નથી ખામીરે. અ૦ ૨
પવન પાણી આકાશ ને અગ્નિ,
જમીન જુક્તિએ જામીરે. અ૦ ૩
ગોવિંદ વ્યાપક સૌના ઘટમાં,
શેષ મહેષનો સ્વામીરે. અ૦ ૪
ગણપત કહે પરાપર પ્રભુ જ્યાં,
વેદની વાણી વિરામીરે. અ૦ ૫

( ગરબી. )

પદ ૧ લું.

બ્રહ્મજ્ઞાન જેને ભાવે, સોહાગીયારે લોલ;
અહંકાર જેને ભાવે, અભાગીયારે લોલ. ૧

કુબ્ધિ ઉરમાંહી આણે, સોહાગી૦
ભણી ભેદ નવ જાણે, અભાગી૦ ૨
શીખ જેને લાગે સારી, સોહાગી૦
ખરી વાત લાગે ખારી, અભાગી૦ ૩
કામ ક્રોધ નાખ્યા કાપી, સોહાગી૦
વિષે વાસનાઓ વ્યાપી, અભાગી૦ ૪
ગુણ ગણપત ગાશે, સોહાગી૦
નામ સાંભળીને નાસે, અભાગી૦ ૫

પદ ૨ જું.

લક્ષ રોજ રહ્યો લાગી, આનંદીયારે લોલ;
તન મન થકી ત્યાગી, આનંદીયારે લોલ. ૧
માયા મોહની ન માગી, આનંદી૦
જ્યોત જીવન કેરી જાગી, આનંદી૦ ૨
ભ્રાંત મનડાની ભાગી, આનંદી૦
રાગ છોડી વિતરાગી, આનંદી૦ ૩
વાલો વિશ્વમાં વખાણે, આનંદી૦
જીવન મુક્તિ જોગ જાણે, આનંદી૦ ૪
ગણપત કહે જ્ઞાની, આનંદી૦
મને સાચી વાત માની, આનંદી૦ ૫

પદ ૩ જું.

હું ને મારૂં બે જે મુકે, એ ભક્ત છેરે લોલ;
ચિત્ત પ્રભુથી ન ચુકે, વિરક્ત છેરે લોલ. ૧
ધર્મ ધારણા ને ધ્યાની, એ ભક્ત૦

ગુણુસાગર ને જ્ઞાની, વિરક્ત૦ ૨
ભેદ વેદ કેરો ભાવે, એ ભક્ત૦
લક્ષ અલક્ષ કેરો લાવે, વિરક્ત૦ ૩
દયા દીન પર દાખે, એ ભક્ત૦
રૂદે રામજીને રાખે, વિરક્ત૦ ૪
ગુણ ગણુપત ગાશે, એ ભક્ત૦
જીવ દશા જેની જાશે, વિરક્ત૦ ૫

પદ ૪ થું.

બ્રહ્મરંધ્રને જે ભેદે, તે જોગીયારે લોલ;
સત્ય જ્ઞાન ધર્મ છેદે, વિયોગીયારે લોલ. ૧
પહેલા યમ નેમ પાળે, તે જોગીયારે૦
ભોગી શુભ કર્મ બાળે. વિયોગીયા૦ ૨
તરે પોતે ને તારે, તે જોગીયારે૦
મોહ મન નવ મારે, વિયોગીયા૦ ૩
સેજ સમાધીમાં શુરા, તે જોગીયારે૦
પાપ કર્મમાંહી પુરા, વિયોગીયા૦ ૪
ગણુપત ઘર લાગ્યું, તે જોગીયારે૦
બોળ્યું જીવત બાધું, વિયોગીયા૦ ૫

( ગરબા—અલબેલો અબેમાત જોવાને જઈએ—એ રાગ. )

પદ ૧ લું.

જેને પુરવ જનમની પ્રીત, પ્રેમની પ્રીત પળે;
રાખે ચકોર ચંદ્રમાં ચીત, મોહન તેને મળે. ટેક.
મોહન મળે ને તાપ ટળે છે, બળે કર્મનાં બીજરે;

પ્રેમ પંથ કોઈ પુરા પાળે, રામજી રાખે રીઝ. પ્રે૦ ૧
દશમીભક્તિ ગોપીએ દાખી, જોગ જીવનનો જાણીરે,
શુકદેવજી એના છે સાખી, વ્યાસ મુનીએ વખાણી. પ્રે૦ ૨
બ્રહ્મજ્ઞાન જેના મનમાં ભાસે, જગત જુઠું જણાયરે;
પ્રેમીપતંગદીપકમાંદાઝે, જેનીસુરતાહરીમાંસમાયે. પ્રે૦ ૩
કામની કૃષ્ણ જમાડવા જાતે, નારી રોકી નાથરે;
પ્રાણ ગયો સૌ પહેલી પહોંચી, મળી મોહન સાથ. પ્રે૦ ૪
આઠઅંગ જેના ઉરમાં આવે, સાત્વીક જન સોહાયરે;
પ્રેમ પંથ પરખી લ્યો પ્રાણી, ગણપત એ ગુણ ગાય. પ્રે૦ ૫

## પદ ૨ જું.

પ્રાણી પરખો પ્રભુનો પંથ, ગુરૂગમ જ્ઞાન વડે;
ગુણ ગાય ઘણા ઘણા ગ્રંથ, જીવન તેને જડે. ટેક.
જીવન જડે પુરી ખબર પડે, જો સંત સમાગમ થાયરે;
ભક્તિમાં ભેદ ભવજળ તરવા, ગોવિંદના ગુણ ગાય. ગુ૦ ૧
મન વશ કરતાં માયા જીતે, જપે અજંપા જાપરે;
શબ્દ વિવેકે સુરતા સાંધે, અંતરમાં જુએ આપ. ગુ૦ ૨
સાધન સમરણ સેવા કરો, વળી આવે વિચારરે;
ધ્યાન ધારણા કાયા શોધન, તનમાં મળે એકતાર. ગુ૦ ૩
બ્રહ્માંડ સઘળે ભરપુર ભાસે, દ્વૈતભાવ ટળી જાયરે;
અદ્વૈતરૂપ અંતરમાં આવે, અરૂપમાં રૂપ સમાય. ગુ૦ ૪
મહાપદ લાધ્યું તે નર મોટા, વેદ તણા વિચારરે;
ગણપત કહે એ જ્ઞાન જે જાણે, પહોંચે માયા પાર. ગુ૦ ૫



## પદ ૩ જું.

મન મારી શિખામણ માન, મનુષ્યા દેહ મળી;
દે પાત્રને અન્નનું દાન, તારૂં જાય પાપ ટળી. ટેક.
તાપ ટળે ને પાપ બળે, શાગે રામ ભજ્યાની રીતરે;
ભક્તબીજ હોય તે કરે ભક્તિ, પુરવ જનમની પ્રીત. મ૦ ૧
તું કોણ તારૂં આપ તપાશે, આ જગમાં કેમ આવ્યોરે;
શરીર સંગાથે જન્મ્યો ત્યારે, શી શી વસ્તુ લાવ્યો. મ૦ ૨
ફરી કર્મ તેં કાંઇ નવ જાણ્યું, મરવાનું દુઃખ મોટું રે;
કાયા માયા ડહાપણ ડાહ્યા, ખલકનું સુખડું ખોટું. મ૦ ૩
હરી સ્મરણ કરવાને હરીએ, આપ્યો આ અવતારરે;
તે માટે હું તુજને કહું છું, શોધી લે સરજનહાર. મ૦ ૪
જડ ચૈતનમાં જગપતિ જાણ્યો, ઠાલો નથી કો ઠામરે;
ગુર સરવેમાં નારાયણનું, ગાયે ગણપતરામ. મ૦ ૫

## પદ ૪ થું.

દુરીજનના કહું છું દોષ, સુણી લેજો શાણા;
જેના કરમના ઉઘડ્યા કોશ, જીવન નવ જાણ્યા. ટેક.
સારૂ ને નરતું સ્વાનને સરખું, ભસે સહુને ભાળીરે;
દુષ્ટ અદેખો સજ્જન દેખે, પુન્યને નાખે પ્રજાળી. સુ૦ ૧
અદેખો નર તે થાય અંધો, કહ્યું કર્મ વિપાકેરે;
મહા દુઃખ માણે મર્મ ન જાણે, ઠોક બોલે નવ થાકે. સુ૦ ૨
હરિ ભજનમાં આઘો ન આવે, પરનિંદામાં પુરોરે;
પોતાનો અવગુણ તે નવ પેખે, સ્વારથ માંહી શુરો. સુ૦ ૩
ચોરી ચાડી કરતાં ચુગલી, લેશ લાજ નવ લાવેરે;

કીરતનમાંહી કર્મ કથા કરે, અણુ તેડાવ્યો આવે. સુ૦ ૪
મોત ભમે છે માથા ઉપર, જુઠા જન નવ જાણેરે;
કહેગણુપતગમનહીંગોવિંદની,તોય મુરખમતતાણે. સુ૦ ૫
( હરી ભજનથકી, છોટા હોય તે સૌથી મોટા થાય—એ રાગ. )

પદ ૧ લું.

કાયામાં કોણ, બોલે તેને બુજે પામર પ્રાણી;
તારૂં તુજ તપાશ, અંતરમાં આતમને લે મન જાણી. ટે.
એનું ઠેકાણું કોણ ઠારછે, એ નપુંસક કે નાર છે;
એ સાકાર કે નિરાકાર છે, કાયા૦ ૧
એ નજીક છે કે દુર છે, એ અનુભવી કે ભુર છે;
એ કાયર છે કે શુર છે, કાયા૦ ૨
સોહં શબ્દ ક્યાંથી ઉઠેછે, તે ક્યાં જઇને ઉભો રહેછે;
એ તે ફરતો કે વાસો રહેછે, કાયા૦ ૩
એનું સ્વરૂપ કેવું કહાવેછે, એ તનમાં કેઇ પેરે આવેછે;
એને પંચ વિષય કેમ ભાવેછે, કાયા૦ ૪
તમે તેનોતપાસકરોભારી, હોયહરીભક્તિનાઅધિકારી;
વદે ગણુપત વાણી વિચારી, કાયા૦ ૫

પદ ૨ જું.

અનુભવી નરના, આવો કરીયે વીમળ વિચારની;
સોધોસારઅસાર,શીવસ્તુસાચીછેસકળસંસારની.ટેક.
તું સાંચું જો જીવડા જાણે, કરે મારૂં મારૂં મત તાણે;
તને ખરી ખબર મરવા ટાણે, અનુ૦ ૧
જો જીવતાં યથારથ ના જાણો, તમોમુવા કેડે શું માણો;

તેને પ્રેમ કરી હેલું જાણો, અનુ૦ ૨
જુવોસ્વારથીઓ જગસહુકહાવે,તેઅંતસમેપાસે આવે;
જમકિંકરથી કોણ છોડાવે, અનુ૦ ૩
તમે ખોટી બાજીશું ખેલો,એ મથ્યાસુખમનથી મેલો;
ત્યારે અંતે આવે અલબેલો, અનુ૦ ૪
તન તુટે તારો કયાં વાસો, શી વસ્તુ સાથે લેઈ જાશો;
કહે ગણુપત પાછળ પસ્તાશો, અનુ૦ ૫

પદ ૩ જું.

જોને જીવ અજાણુ,
સ્વાર્થ તો સહુકોને વાટે ઘાટે;
પ્રાણી પેખ્ય પુરાણુ,
પરમારથ કરવું તે શીરને શાટે. ટેક.
પહેલું સદગુરૂનું શરણું થાશે,
ત્યારે ભુલ ભ્રાંત ભ્રમણા જાશે;
પછી ગુણ ગોવંદ કેરા ગાશે. જોને૦ ૧
જેમ શુરો સંગ્રામે જાશે,
કદી શીર ત્યાંહી છેદાશે;
તેનું ધડ શત્રુ સનમુખ ધાશે. જોને૦ ૨
એમ હરીજન પણ જોઇએ શુરા,
ગુરૂ વચને તન કરે ચકચુરા;
તે ભક્ત પ્રભુના છે પુરા. જોને૦ ૩
એમ શીશ ગુરૂને શરણે ધરે,
મરજીવો થઈ જગમાંહી ફરે;

તેને દેખીને જમદુત ડરે, જોને૦ ૪
જે આ જ્ઞાની જુકિત જાણે,
તે ઠરીને બેઠા ઠેકાણે;
કહે ગણુપત અમારાપર માણે. જોને૦ ૫

પદ ૪ થું.

કાંઇ કરને વિચાર, આવ્યો ક્યાંથી જીવડા ને ક્યાં જાવું;
તારૂં તુજ તપાસ, લાવ્યો શું ને સાથે શું લેઈ જાવું. ટેક.
માયા છે મોહનની નારી, તેને મુરખ માને છે મારી;
નન તુટે ફજેતી છે તારી, કાંઇ૦ ૧
પ્રાણી પંચ વષય તુજ ને ભાવે, વળી જકત પદારથ જે કહાવે;
એ અંત્યે ભેગાં નહી આવે, કાંઇ૦ ૨
ધન નારી વિષે મનડું જાવે, તે સ્વારથીયાં સઘળાં કહાવે;
એ અંતે ભેળાં નહીં આવે, કાંઇ૦ ૩
કોટી જન્મ લગી ધરી નેં કાયા, નોયે છુટી નહીં જગની માયા;
વળી વેહેમ વંશે વેગે વાહ્યા, કાંઇ૦ ૪
દીસે મૃગજળ તૃષ્ણા બહુ ભારી, વપુ પીવાનું તે નહીં વારી;
કહેગણુપત ભજનેગિરિધારી, કાંઇ૦ ૫

( રાગ ધોળ—હરીના મારગ છે શુરાનો, નહીં કાયરનું કામ જોને. )

પદ ૧ લું.

ભેદ વિના ભક્તિ કરવાથી, જન્મ મરણુ નવ જાય જોને;
કલ્પ આઠ કાને સુણ્યાથી, દુખડું દુર નવ થાય જોને. ૧
અખેપાત્રનો જાપ જપ્યાથી, ભાઇઓ ભુખ નવ ભાગે જોને;
મેં મીઠો મેહેરામણુ પીધો, તૃષા તે નવ ત્યાગે જોને. ૨

વાતે તો વડાં નવ નીપજે, કામ કરો વિચારી જોને;
દીલમાંહી ડહાપણુ નવ આવ્યું, નામ જપે નરનારી જોને. ૩
હું રાજા હું રાજા કહિયે, કર ભરે નહીં કોઇ જોને;
ગણુપત કહે ગોવિંદ ભજીલ્યો, હું મારાને ખોઇ જોને. ૪

પદ ૨ જું.

ભક્તિ ભક્તિ સૌકો કહેછે, ભક્તિનો શો ભેદ જોને;
ક્યાંથી ઉપજી ક્યાંથી આવી, ક્યાં રહેછે નિરવેદ જોને. ૧
કેવી રીતે ભક્તિ કરવી, કેનો જપવો જાપ જોને;
કોણ મારગે માનવી ચાલે, પુરણ મળે પરતાપ જોને. ૨
કોણ દેશથી દુનિયાં આવી, કોણ છે જીવની જાત જોને;
કોણ ઠામછે ઠરવા કેરો, સોધો સાચી વાત જોને. ૩
મહા મારગનો મરમ ન જાણ્યો, મોહનને કેમ મળશો જોને;
કહે ગણુપત ગુરૂગમ વિના, ભક્તિમાં કેમ ભળશો જોને. ૪

પદ ૩ જું.

આ પ્રાણી આ દુનિયાં કેરો, નથી જરનો નિરધાર જોને;
આવ્યા ક્યાંથી ક્યાં જવાનું, સ્વારથીઓ સંસાર જોને. ૧
જોગી તપસી ત્યાગી થાક્યા, કોઇ ન પામે પાર જોને,
ખોળે ખોટું સર્વ પડે છે, વિમળ કરો વિચાર જોને. ૨
કોઇ કર્મને કર્તા માને, કોઈ કહે ઇશ્વર આપે જોને;
કોઇ કહે શ્રષ્ટી સેજ બને છે, જગકર્તાને માપે જોને. ૩
સો મણુ સુતર સેજ ગુંચાણું, આંટી કોણુ ઉકેલે જોને;
ગણુપત ગુરૂગમ જે જન જાણે, ખરી તે બાજી ખેલે જોને. ૪

### પદ ૪ થું.

ગુરૂ વિના ગોવિંદ મળે નહીં, સંતો સાચી વાત જોને;
તમે તમારૂં શોધી કહાડો, જુઓ તે જીવની જાત જોને. ૧
કેવું રૂપ છે કરતા કેરૂં, કહો વસે કોણ ઠામ જોને;
મુળ વાતમાં મન નવ બાંધ્યું, કેમ કરી થાશે કામ જોને. ૨
તે માટે તનમાંહી તપાસો, દેખો નીજ દેદાર જોને;
અનુભવ સુરજ ઉદે થાશે, પામો ભવનો પાર જોને. ૩
હું મારૂં રૂદેથી ટાળો, રેહજો રૂડી રીત જોને;
ગણપતના સ્વામીની સાથે, પુરણ બાંધો પ્રીત જોને. ૪

(રાગ બીલાવર—કોણરે સભાના કામની, દત્ત ફગીગેલ રામા—એ રાગ.)

### પદ ૧ લું.

વાતે તો ભવ વહી ગયો, નાવ્યો દુઃખનો આરો;
અગણિત યુગથી આથડયો, ખોયો તેં જનમારો. વા૦ ૧
કોટી જન્મ કાયા ધરી, ભમ્યો ભવમાંહી ભારી;
દારૂણ દુઃખ ત્યાં ભોગવ્યાં, ન ભજ્યા ગિરિધારી. વા૦ ૨
આળસમાં આયુષ ગયો, વૃદ્ધ થયો વધી વ્યાધી;
એક ઘડી ઇશ્વર તણી, પ્રાણી તેં ન આરાધી. વા૦ ૩
ઘરમાં કોઈ ગણે નહીં, બુદ્ધિ ગઇ બદલાઈ;
જમના કીંકરે ઝાલીયો, અંતકાળમાં આઈ. વા૦ ૪
સગાં સંબંધી સહુ મળ્યાં, કોઇનું બળ નહી ફાવે;
ગણપત કહે હરી ગુણ વિના, કહો કોણ મુકાવે. વા૦ ૫



## પદ ૨ જું.

જગમાં તેં જનમીને શું કર્યું, ઓળખ્યા નહીં અવિનાશી;
ખબર વિના ખુંચી રહ્યો, ચાલી ખાણુ ચોરાશી. જ૦ ૧
ધંધો કરી ધન મેળવ્યું, અહોનીશ અથડાયો;
પાપે પૈસો મેળવ્યો, નવ ખરચ્યો ન ખાયો. જ૦ ૨
મોટા થવા નાત જાતમાં, માન બીજાનું મોડે,
લાંચો લીધાના લાલચું, દયા દિલમાં ન જોડે. જ૦ ૩
દશ ગ્રહ દુનિયાં વિષે, દુઃખ દિનને દીધું;
જઠરામાં જેણે જાળવ્યો, તેનું કામ ન કીધું. જ૦ ૪
જમાન દેઈ જમદુતને, જુગમાં તું જાયો;
ગણપત ગોવિંદ ના ભજ્યો, જોતાં જનમ ગમાયો. જ૦ ૫

## પદ ૩ જું.

જરૂર જાવું છે જીવડા, ઉગરવાનો ઉધારો;
રંડાપાગ નો રોકડું, કાંઇ વાત વિચારો. જ૦ ૧
ઉગે એ તો આથમે, જન્મે તે મરી જાશે;
અવિચળ નહી આલોકમાં, સુણુશીગ તથાશે. જ૦ ૨
નાણું ન રહ્યું રાજા નંદનું, સુત સગરજ કેરા;
દશવાર તપાસે દીનમં, કાળ મારે છે ફેરા. જ૦ ૩
મારૂ મારૂં કરી મરો, જાયા તેવાજ જાશો;
આવ્યા ત્યારે શું લાવીયા, જાતાં શું લેઈ જાશો. જ૦ ૪
નથી સ્થીર નરનારમાં, રાય રંક કે રાણી;
ગણપત જ્ઞાન વિચારીયે,
ઓળખો એ એંધાણી. જ૦ ૫

### પદ ૪ થું.

અકળ સકળ જગમાં રહ્યા, એક શ્રી અવિનાશી;
અગણિત કોટી ઇંડનો, પ્રભુ પુર્ણ પ્રકાશી. અ૦ ૧
પાંચ રૂપે પ્રગટ થયા, પુરૂષોત્તમ પોતે;
ઇચ્છાથી અવનિ રચે, જગજીવન જોને. અ૦ ૨
એજ અવનિ આકાશને, પાણી પૃથ્વી કહાવરો;
પવન પાહાડ ઝાડ જેટલાં, સૃષ્ટિ રૂપ સોહાવ્યો. અ૦ ૩
કોટી કળા કીરતારની, કોઈ જીવ ન જાણે;
આતમ રૂપને ઓળખે, ઠરી બેસે ઠેકાણે. અ૦ ૪
બીજમાં વૃક્ષ વસી રહ્યું, બીજમાં વૃક્ષ થાશે;
ગણપત સદગુરૂ જ્ઞાનથી, પ્રભુ પરખી લ્યો પાસે. અ૦ ૫

( રાગ સામેરી–મેવાડો–પંચમ એ રાગમાં ગવાય છે. )

### પદ ૧ લું.

સતગુરૂ સંગેરે નરનારી સુધરેરે,
આપે ગુરૂ જ્ઞાન તણો ઉપદેશ;
પારસને પરસેરે, લોહ પલટાયછેરે,
દેખો એવો અનુભવીનો દેશ. સત૦ ૧
આવી પાંખો અનેરે, ઇયળ લાગી ઉડવારે;
સાચો એને મળીયો છે ભમરીનો સંગ;
તરૂ થાય તેવારે, ચંદન પાસે ચોટીયાંરે,
લાગે જેને પવન તણો પરસંગ. સત૦ ૨
અગ્નિની આંચેરે, આયસ અગ્નિ બનેરે,
સંતના સંગે સંત સોહાય,

પંડીતના સંગેરે, પુરાણી નર નીપજેરે;
જ્ઞાનીના સંગે જ્ઞાની ગણાય. સત૦ ૩
જલંધર કેરોરે જોગ ગોપીચંદનેરે,
ઝટ બન્યો જોતાં જોગીરાજ;
ભરથરી ભુપરે, ગોરખમુનિ ભાળિયારે,
કરી કૃપા કીધું ઉત્તમ કાજ. સત૦ ૪
સંગત વિનાનોરે, કોઇ ન સુધરેરે;
આપ મતિ કરે કોટી ઉપાય;
સંગ વડે સાધનરે જેને હોય શિખવુંરે,
ગુણ તેના ગણપત વરણવી ગાય. સત૦ ૫

પદ ૨ જું.

સમજણ સાધનરે સૌથકી સાર છેરે,
પામે તે ઉતરે પેલે પાર;
મારૂં દેઈ મુકીરે હરી ભજ હેતશુંરે,
કૃપા તેને કરે જગ કીરતાર. સમ૦ ૧
સત જ્ઞાન વડેરે વસ્તુ સાંપડેરે,
ઓળખે અંતરમાં અવીનાશ;
દેહ માંહી દેખેરે અનુભવી આતમારે,
પુરણ રૂપ તણો પ્રકાશ. સમ૦ ૨
હરી હરી રટતાંરે, હરીરૂપ હોઈ રહેરે,
હરદમ ધુની ઉઠે અપાર;
પ્રણવ દશ પુરારે ઉપડે એ સમેરે,
તન માંહી મળી રહે એક તાર. સમ૦ ૩

મહાશુન્ય માંહીરે વાજાં વાગશેરે,
મોરલીનો સુણો મનોહર નાદ;
ભાન જ્યારે ભુલેરે ભાળી ભગવંતનેરે,
વળી નવ કરે વાદ વિવાદ. સમ૦ ૪
જગ થાય જુઠોરે બ્રહ્મ એક ભાસતાંરે,
કરવું તેને સાધન રહ્યું નહીં કાંય;
ગણુપત ગાયરે એવા ગુરૂ ઓળખોરે,
મળે જેમ સરીતા સાગર માંય. સમ૦ ૫

## પદ ૩ જું.

મારાપણું મુકીરે મળે મહારાજનેરે,
મુનિવર મોટા એજ મનાય;
જુઓ જગમાંહીરે,
કોણ કોણ જાગીયારે;
કથા ભવમાંહી જેની કહેવાય. મારા૦ ૧
રાજ રૂષી કહ્યારે વિશ્વામિત્રનેરે,
વશિષ્ઠ ઉપર રાખ્યું વેર;
શત પુત્ર માર્યારે શોક તોય નવ ધર્યોરે,
મનમાંહી લાવ્યા ઝાઝી મેહેર. મારા૦ ૨
જનકપુર જાંહીરે અષ્ટાવક્ર આવિયારે,
કરે નિત્ય હરીકથાનું કામ;
લાગી લહાય મહેલેરે જનકે તે જાણીયુંરે,
સ્થિર રહ્યા ડગ્યા નહી તે ઠામ. મારા૦ ૩
મોરધ્વજ કનેરે મુસ્તક માગવારે,

આવ્યા અરજુન હરીએ વારી;
વેરી વપુ વગેરે આપીયું એ ઘડીરે;
તાણે નીજપુત્ર પોતાની નારી. મારા૦ ૪
સગાળશા શેઠેરે સત્યે ધર્યું સામટું રે,
આપે સુખ માગ્યું દાન અપાર;
ગણુપત જ્ઞાનીરે જુગમાં થયા ઘણારે,
સુત મારી આપ્યો સંતને આહાર. મારા૦ ૫

પદ ૪ થું

સૌ નથી સરખું રે આ સંસારમાંરે,
એ.ળખીને લેજ્યો એ એંધાણ;
હીરો તો હજારેરે મુલે નાવે હાથમાંરે,
પૈસા માટે મળશે પાશાણ. સૌ૦ ૧
કુંદન હોય કેવું રે જડે મણી જેહમાંરે,
કથીરતો કાંઇ ન આવે કામ;
સૌ માંહી સરખો રે નથી મારો નાથજીરે,
બરોબર ન આવે મહોર બદામ. સૌ૦ ૨
પ્રભુ અન્ય પુરૂષરે આવે નહી ઓળમાંરે,
સંત સૌ સરખા તે નવરે સોહાય;
પંડીત પુરાણીરે સમાન નહી સર્વમાંરે,
કેમ હંસ બગને તુલ્ય કહેવાય. સૌ૦ ૩
મુમુક્ષુને મુરખરે એની એક ઉપમારે,
આપે એ ગુણ હીણા ગણાય;
અર્કની ઓળેરે આવે કેમ આગીઓરે,
જાગીને જુવે તેને જણાય. સૌ૦ ૪

સામાન્ય ને વિશેષરે ન્યુનાધીક ન્યાય છેરે,
સમજુને ઠરવા કેરો ઠામ;
આદી ને અનાદીરે એક અખંડ છેરે,
ગુણ તેના ગાયે ગણપતરામ. સૌ૦ ૫
(ગરબી—કૃષ્ણ સમરીએ રામ, પ્રાણી તું કૃષ્ણ સમરીએ ર—એ રાગ.)

પદ ૧ લું.

ભાવે ભજો ભગવાન, પ્રાણી તમે ભાવે ભજો ભગવાન. ટેક.
પ્રલય થયા પહેલું ઉપજાવ્યું. પોષવાને પય પાન; પ્રા૦ ૧
ઈંદ્રીય અંતઃકરણની આદી, દીધું દેહનું દાન. પ્રા૦ ૨
અન્ન ઉદક ખાવાને આપ્યું, બુદ્ધિ ધરવા ધ્યાન; પ્રા૦ ૩
સુખ આપ્યું ખાવાને મેવા, ગાવા હરિગુણ ગાન; પ્રા૦ ૪
કહે ગણપત કરો કૃષ્ણનું કીર્તન, મુકી મોહ ને માન. પ્રા૦ ૫

પદ ૨ જું.

કૃષ્ણ જગત કીરતાર, ભજમન કૃષ્ણ જગત કીરતાર. ટેક.
પશુ પંખીનો દેહ પડાવી, આપ્યો મનુષ્ય અવતાર. ભ૦ ૧
સંસારમાં જેણે મહાસુખ સરજ્યું, દુનિઆનો દાતાર. ભ૦ ૨
જેનું જીવાડયું સર્વે જીવે છે, ભુલ્યો કેમ આભાર. ભ૦ ૩
બળીયો આદી અંતનો બેલી, મુકાવે જમનો માર. ભ૦ ૪
કહે ગણપત હરીગુણ વિચારો, સમરણ સાધન સાર. ભ૦ ૫

પદ ૩ જું.

પ્રભુ તણો પરતાપ, આ જુગમાં પ્રભુ તણો પરતાપ. ટેક.
પવન પાણી આકાશ અવની, તેજ ત્રિભોવન તાપ. આ૦ ૧
અરણવ આજ્ઞા મુકી ન આવે, મોહને બાંધ્યું માપ. આ૦ ૨

અનેક ભાતનાં અન્ન ઉપજાવ્યાં, આરોગવાને આપ. આ૦ ૩
માને સુખ સંસારનું સરખું, જેવું જેનું પુન્ય ને પાપ. આ૦ ૪
ગણુપત કહે એ ગોવિંદ કરો, જપો નિશદીન જાપ. આ૦ ૫

પદ ૪ થું.

બ્રહ્મ ભર્યો ભરપુર, સૌમાં બ્રહ્મ ભર્યો ભરપુર. ટેક.
સ્થાવર જંગમ જડ ચૈતનમાં, દેખો નજીકને દુર. સૌ૦ ૧
પશુ પંખી નર ને નારી, કેણુ તે સુર અસુર. સૌ૦ ૨
ભરપુર બાહર ભીતર ભાસે, નારાયણનું નુર. સૌ૦ ૩
સામાન્ય વિશેષે સરખો નરખો, ભેદ લહે નહિ શુર. સૌ૦ ૪
ગણુપત કહે ગુણ ગોવિંદ કેરા, આરાધી લેજો ઉર. સૌ૦ ૫
( ગરબી—કે ગરબે સતગુરૂને રમીએ—એ રાગ. )

પદ ૧ લું.

ભજન વિના ભવ દુઃખ નહિ ભાગે,
લગની જ્યારે હરિવરશું લાગે. ભજન૦ ટેક.
કહે તન થકી વિષીયા સુખ ત્યાગે,
શાંત જેના મનડાની ભાગે,
જોગ જેને જીવનનો જાગે. ભજન૦ ૧
મીરાંબાઇએ મહા મુક્તિ માણી,
વિશ્વમાંહી સરવે વખાણી;
શામળીયાના સ્વરૂપમાં સમાણી, ભજન૦ ૨
સેવામાંહી શબરી બની સારી,
મળ્યા ગુરૂ માતંગ અધિકારી;
નમ્યાં જેને જગનાં નરનારી. ભજન૦ ૩

ભજન કરે તે કરીને ભાવે,
પુરણ પદ પોતે તે પાવે;
સંકટ થકી આપતી છોડાવે, ભજન૦ ૪
વિચારી વેદ તણી વાણી,
પ્રભુને ભાવે ભજે પ્રાણી;
ગણપત કહે ઓળખો એ એંધાણી. ભજન૦ ૫

પદ ૨ જું.

પ્રભુને ભજી લ્યો પામર પ્રાણી,
જાવું જગમાંથી જરૂર જાણી. પ્રભુને૦ ટેક.
નથી કોઈ અમર નરનારી,
ભલો ભુંડો રાય કે ભીખારી;
કોઇની એમાં ચાલે નહિ કારી. પ્રભુને૦ ૧
સતી સત્યવાદી અને શુરા,
પાખંડી પુરાણી એને પુરા;
કર્યા કાળે ચાહાવા ચતુર ચુરા. પ્રભુને૦ ૨
હાકે જેની મેરૂ મંડળ હાલે,
ચક્રવરતી સરખાનું નવ ચાલે;
જીતે જગસીંહને જે ઝાલે. પ્રભુને૦ ૩
અલપ થઈ ઉડી ગયા એવા,
જોદ્ધા મોટા જાદવના જેવા;
કાળે કુટી નાંખ્યા કેવા કેવા. પ્રભુને૦ ૪
શરણું એક હરીવરનું સહાજ્યો,
જવાય તો સતસંગમાં જાજ્યો;
ગણપત ગુણ ગોવિંદના ગાજ્યો. પ્રભુને૦ ૫

## પદ ૩ જું.

અરે જીવ આ ભવમાં આવી,
ભુદર કેરી ભક્તિ નવ ભાવી. અરે૦ ટેક.
ઉત્તમ નર દેહ તારે આવ્યો,
કોટીધ્વજ દામપતિ કહાવ્યો;
લેને હવે લાખેણો લાવો. અરે૦ ૧
મંદીર મોટા માળ અને મેડી,
કોઈએ નહ આવે તારે કેડી:
પડી રહેશે પ્રેમનારે પેડી. અરે૦ ૨
દગો કરી દ્રવ્ય ભર્યાં દાબાડી,
કુબુદ્ધિ ઘટમાંથી નવ કહાડી:
અંતની વાત કરી આડી. અરે૦ ૩
ફરી લે બહુ નામી બેલી,
શિખામણ આ તુજને હેલી:
મનમાંથી હુંપદ દે મેલી, અરે૦ ૪
ઠાકુ હોય હરીવરને ઠામે,
કહી રીત સમજુને ઠામે;
ગાઈ કહ્યા ગુણ ગણપતરામે. અરે૦ ૫

## પદ ૪ થું.

લગન મારૂં હરીવરશું લાગ્યું,
કે ભવદુઃખ જનમ મરણ ભાગ્યું. લગન૦ ટેક.
નથી વ્હાલું ભાણું કે નાણું,
નથી વ્હાલું તન સુખ કે ટાણું:

જીવનદોરી જીવનને જાણું. લગન૦ ૧
મારે નથી વ્હાલું તારૂં મારૂં,
વિશ્વ સુખ વ્હાલા ઉપર વારૂં;
ધણી એક ધરણીધર ધારૂં. લગન૦ ૨
વિંધાણી છું વિઠ્ઠલના વેણે,
મુઝાઉં નહિ મુરખના મેણે;
જનમ આપ્યો આ જગમાં જેણે. લગન૦ ૩
સુખ મુને લાગે નહિ સારૂં,
મોહ્યું મન મોહન શું મારૂં;
ખલક સુખ લાગે છે ખારૂં. લગન૦ ૪
પ્રભુવડે પુરણ પદ પામી,
જાણેછેર અંતરનો જામી;
સાધે સેવો ગણુપતનો સ્વામી. લગન૦ ૫

( દડી રમત હાથ ચડ રે, ચેતન દડી રમત હાથ ચડી એ રાગ ).

પદ ૧ લું.

જીવતને જુગતી તે નવ જડી,
પરીક્ષા પ્રભુ તણી નવ પડી. ટેક.
મનુષ્યા દેહ મળ્યો અતિ મોંઘો,
બાંધ ધર્મની મડી;
જોબનમાં તેં ફરી નવ જાણ્યા,
જરા આવીને અડી. પરી૦ ૧
જળના બિંદુમાં તત્વ જમાવી,
ગર્ભમાં કાયા ઘડી;

ઘડનારો છે તારા ઘટમાં,
ચોતરે બેઠો ચડી. પરી૦ ૨
નક્કી બોહોતેર હજાર નાડી,
એક એકને અડી;
બહોતેર બેઠક પંદર બારી,
માલેકે બાંધી મડી. પરી૦ ૩
શુન્ય શિખર ગઢ છે એક સારો,
જયાંહાં નુરની ઝડી;
જળાહળ જોત હીરા મણી ઝળકે,
કોઈ ન આવે કડી. પરી૦ ૪
રાત દિવસ રટ રામ રૂદેમાં,
ભજન ભાવમાં ભડી;
ગણપત કહે એ ગુણ વિચારી,
સ્મરણની લે છડી. પરી૦ ૫

પદ ૨ જું.

કોઇ પુરાને ખબર પડીરે.
મહામણી ચૈતન ચિત્તમાં ચડી. ટેક.
દ્વાદશ મુદ્રામાં જે મોટી, ખેચરી સૌમાં ખડી;
નીચેની નસ કાપી કરો છેદન, એ નરવેણીએ અડીરે. મ૦ ૧
ડાબી ઈંગળા જમણી પીંગળા, મધ્યે સુષમણા મઢી;
ભર્યું ભ્રકુટીમાં ચંદ્રાસન, પીએ અમર એ ઘડીરે. મ૦ ૨
છીદ્ર તળાવે છે એક સુંદર, જીભ પ્રવેશે પડી;
અમૃત પડી આવે એના પર, ચોટ બચારી જાય ચડીરે. મ૦ ૩

ગાંધારી ગવરી હસ્તની જીવ્હા, વળી સૌમાં એથી વડી;
અન્ન ઉદક નવ જોઇએ એને, ભેદ અમરમાં ભડીરે. મ૦ ૪
અણીમાદિક સિદ્ધિયો આવે, છત ઝાઝી સાંપડી;
સ્મરણ ગણપત કર સુષુમણા, ધર્મની બાંધી ઘડારે. મ૦ ૫

પદ ૩ જું.

મન તને મનુષ્યા દેહી રૂડી મળી,
પ્રભુની પ્રેમભક્તિ નવ પળી. ટેક.
ઘર ધંધામાં ખાધાં ગોથાં, રહ્યો ગર્વમાં ગળી;
કિર્તન હરીનું કાંઈ નવ કીધું, માયા તુજને મળી. પ્ર૦ ૧
સ્મરણ સાધન ધ્યાન ન સૂઝે, બુદ્ધિ તારી બળી;
પરમારથનો પંથ ન પેખે, કૂડ કપટમાં કુળી. પ્ર૦ ૨
સંતતી સંપતિ પામ્યો સારી, સુંદર લીધો છળી;
જનમ ધરી જીવન નવ જાણ્યા, માત્ર ભજનમાં ભળી. પ્ર૦ ૩
હરિજન સાથે હેત નવ કીધું, લ્હાવો ન લીધો લળી;
દોષ કરી દીલમાં નવ દેખે, ચીનડા વિષે ચળી. પ્ર૦ ૪
સંતસમાગમમાંનવસમજ્યો,વરતી વિષયમાં વળી;
કહે ગણપત કથા ગોવંદ કેરી, ભાવે નવ સાંભળી. પ્ર૦ ૫

પદ ૪ થું.

કળીમાં કીરતન હરિનું કરો,
તેથી ભવસાગર પ્રાણી તરો. ટેક.
છુટે માયા સુધરે કાયા,
ધ્યાન હરીનું ધરો;
પ્રભુ વિસારી પાપ કર્મમાં,

ફોગટ શીદને ફરો. કળી૦ ૧
સતગુરૂને ગોવિંદની સેવા,
કોડ થકી જો કરો;
દયા ધરમ દીલમાંહી દેખો,
ઠામ રૂડે જઇ ઠરો. કળી૦ ૨
સપનાવત સંસાર સાહેબી,
વીકુલ વરને વરો;
અંતકાળે જમડા નવ આવે,
ખલકમાં ઉંચો ખરો. કળી૦ ૩
પ્રભુ ભજન વિના પાર પડે નહીં,
પાપ થાય નહીં પરો;
સાધન સેવા સમરણ સારૂ,
અંતરમાં આદરો. કળી૦ ૪
ગુરૂગમ પાવી ગોવીંદ ગાજો.
ભક્તિ ઉરમાં ભરો;
ગણપત કહે એ ગુણ વિચારી,
હરકત ભવની હરો. કળી૦ ૫

( કર પ્રભુ સંગાથે દૃઢ પ્રીતડારે. એ રાગ. )

પદ ૧ લું.

હરીજનનો અવગુણ આવે ઉરમાંરે,
પરનીંદા ઉપર ઘણો પ્યાર;
પ્રભુ રૂઠયાનું જુવો કોઈ પારખુંરે,
મન મેલું ને કામ કુડાં કરેરે;
ભરે માંથે ભુંડાઇનો ભાર. પ્રભુ૦ ૧

મેહેનત મોટી ફળ નાનું મળેરે,
વળી ભક્તિ ઉપર નહીં ભાવ. પ્રભુ૦
અતિ ઉદ્યમ અહોનીશ આદરેરે,
દેખો એકે ન સુધરે દાવ. પ્રભુ૦ ૨
વઇદ વારે વારે આવે અંગણેરે,
કહાડી બેસે દેવાળાં દ્વાર. પ્રભુ૦
માણુસ ઘરનાં તે સૌ માદાં રહેરે,
ગુરૂ જ્ઞાન ન જોડે દાગા. પ્રભુ૦ ૩
પ ઘેર તે પુન્ય પ્રાણી કરેરે,
એમાં આવીને આડો થાય. પ્રભુ૦
હરીકીરતન કાને નવ સાંભળેરે,
ગીત ગુણકાનાં જોવા જાય. પ્રભુ૦ ૪
મદ્ય માટી ચોરી જારી જે કરેરે,
કુડ કપટીનાં કાળાં કામ. પ્રભુ૦
નક્કી નરખો એ નરક નીશાનીઓરે,
ગુણ ગાયે તે ગણુપતરામ પ્રભુ૦ ૫

પદ ૨ જું.

સાચા સંતોની શીખ નવ સાંભળેરે,
મુરખ લોકોનાં માને વચન;
રામ રૂઠયા જરૂર એના જાણજોરે. ટેક.
મુખે બોલે તેવું ચાલે ન રે,
રાખે રૂદીયામાં મેલું મન. રામ૦ ૧
વેદ વાણીની વાત વહાલી નહીંરે,
ઘણાં ગપ્પાં મારે એ ગમાર; રામ૦

વણુ વાંકે તે ખાર ખોટો કરેરે,
જીવ જમપુરમાં જાનાર. રામ૦ ૨
દાહાડી દુભે ગરીબનાં દીલડાંરે,
પરનીંદા ઉપર ઘણો પ્યાર. રામ૦
સૌ સજનથી હું શીરોમણીરે,
આણુસમજે કરે અહંકાર. રામ૦ ૩
સત્ય છોડી અસત્યને આદરેરે,
વીપ્ર સાધુ સાથે રાખે વૈર. રામ૦
સ્વારથ માટે સંહાર સૌનો કરેરે,
પરમારથની પ્રીછે નહીં પેર. રામ૦ ૪
પાપ પુરવ જનમનાં પ્રગટીયાંરે,
ત્યારે કરે છે કુડાં કામ. રામ૦
થતા કાળ આવીને ઉભમાં ઠરેરે,
ગુણ ગાયે ને ગણપતરામ. રામ૦ ૫

પદ ૩ જું.

નાથે નીરમેલું તેને માને નહિરે,
વાઘરીનો રાખે વિશ્વાસ;
વેહેમે વાહ્યાં એ મુરખ માનવીરે. ટેક.
બાધા રાખી પણ કાંઈ બન્યું ન હરે,
તોએ તનમાં ઉપજે ત્રાસ. વેહેમે૦ ૧
નિચ કર્મે તે નિચ બુદ્ધિ થઇરે,
માટે માને છે નિચનો નેહ; વેહેમે૦
ભુત પેત ને કોઇયે ભાળ્યું નહિરે,
જુઓ જાતાં જણાય નહિ જેહ. વેહેમે૦ ૨

દેહ તારો ઘડેલો ગોવિંદનોરે,
કરનારાથી જબરો કહેવાય; વેહેમે૦
સાડાત્રણ કરોડ છે શરીરમાંરે,
કેસ ધોળા ને કાળા ન થાય. વેહેમે૦ ૩
ધુણી ધુણીને ડોક લાગી દુઃખવારે,
આખી રાતના ઉજાગરા થાય; વેહેમે૦
દુઃખ દુર દેવાળા કરે દેહનાંરે,
કાઢનાગ તે કેમ મરી જાય. વેહેમે૦ ૪
પેટ ચોળીને સૌ પીડા કરેરે,
હાથે કરીને થાય હેરાન; વેહેમે૦
કહે ગણપત ભજ ગોવંદનેરે,
હરી કથા સુણી લેને કાન. વેહેમે૦ ૫

( રાગ ધોળ. )

પદ ૧ લું.

વિષ્ણુ ઉપાશી વૈશ્નવ જનનાં, નિત્ય કહું નિરધાર જોને;
ધરમ સનાતન ઉરમ ધારી, સેજ તરે સંસાર જોને. ૧
બે ઘડી રજની પાછલી આવી, જાગે હરીના જન જોને;
પુજા માનસી મનમાં કરવી, પ્રભુ કરો પાવન જોને. ૨
સૌચ વિધથી શુદ્ધ થઇને, દાતણ પાણી કરીએ જોને;
સ્નાન કરી સૌ તીરથ કેરાં, નામ મુખે ઉચરીએ જોને. ૩
આસન ઉપર પુરવ મુખે, અથવા ઉત્તર કરીએ જોને;
આચમન પ્રાણાયામ કેરૂં, નિત્ય નિયમ એ ધરીએ જોને. ૪
તીલક કરી દેવાર્ચન કરવું, પ્રભુ પ્રાર્થના મન જોને;
અન્ન જળ લીધા પહેલાં કરવાં, સતગુરૂનાં દર્શન જોને. ૫

ઘરધંધો ઘરધણી ના ગમતો, પાણી ગાળી પીવું જોને;
છાણાં લાકડાં જોઇને બાળવાં, જીવ હીંસાથી બીવું જોને. ૬
પ્રથમ પ્રભુને જમાડી જમવું, છડો અબોટ આચાર જોને;
પવિત્રાઇથી પ્રભુ છે રાજી, વિવેક ને વિચાર જોને. ૭
સંત સમાગમ નિત્યે કરવો, કથા સુણવી કાન જોને;
વિવેક વાળી વિદ્યા ભણવી, ગ્રહેવુ ગુરૂનું જ્ઞાન જોને. ૮
દેવ તણું દરશન સંધ્યાયે, ... ... ... જોને;
કથા કીરતન ધુન્ય કરીને, પ્રેમે હરીરસ પીજે જોને. ૯
સેન આરતી મનમં સાધી, ધરવું ગુરૂનું ધ્યાન જોને;
નિમ વીશ વૈશ્નવ કેરા, ભાખ્યા શ્રી ભગવાન જોને. ૧૦
અગેયારસનું વ્રત આદરવું, વરસે ચોવીસ વાર જોને;
રામજયંતી કૃષ્ણાઅષ્ટમી, શિવરાત્રી નેધાર જોને. ૧૧
નરસિંહ ચૌદશ વામન બારસ, એ કરવા ઉપવાસ જોને;
અંકે વીશ ને નવ વ્રત પુરાં, વૈષ્ણવ ઘેરે વાસ જોને. ૧૨
જ્ઞાન પામીને ગોવિંદ ગાઇયે, રાખી રૂડી રીત જોને;
ગણુપતના સ્વામીની સાથે, પુરણ બાંધી પ્રીત જોને. ૧૩

( ભોજા ભગતના ચાબખાના રાગ )

## પદ ૧ લું.

દુનિયાં દેખાદેખી રળેરે, એની ખબરો પડશે ખરી.
ભક્તિ કરવા ભગવાં પેહેરે, ભક્તાં ભેગાં ભળે;
ટીલું કરતાં ત્યારથી ... ... ... ... ... ... ટળેરે. દુ૦ ૧
સ્વારથ તો પોતાનો સાધે, બીજાને જોઈ બળે;
ઉપર વેષને અચ્છો બનાવે, માંહે તો માલ ન મળેરે. દુ૦ ૨

જીવતાં જગજીવન નવ જાણ્યા, મુવે હરી કેમ મળે;
વાણીમાં વાલોચું જણાવે, ભીતર ભડકા બળેરે. દુ૦ ૩
શુરા થઈ સંગ્રામે દોડે, વાળ્યા તે નવ વળે,
ગણપત ગજબી દળને દેખી, ચીતડા વિષે ચળેરે. દુ૦ ૪

પદ ૨ જું.

દુનિયાં દીવાની તો થઇને, અક્કલ સદ્ગુરૂ વિના ગઈ. ટેક.
ધર્મ કથામાં ઢુંકડા ન આવે, જુવે નાટક જઇ;
હુંપદમાં હજાર વાવરે, પુન્યમાં ન વાવરે પઇરે. દુ૦ ૧
હરી ભજવાનો લાગ ન આવે, નિંદામાં નવરાઈ;
ઘેરાઘેર જઇને ગપ્પાં મારે, આખી ઉમ્મર ગમાઇરે. દુ૦ ૨
ચર્ચા વાર્તા કરવા સારૂ. બેસે ભેળા થઇ;
સાધુ જનને નજરે ન આવે, નિંદે જુદા રહીરે. દુ૦ ૩
માથે ભય મરવાનો મોટો, ભક્તિ કરજો ભાઇ;
કહે ગણપત રામ હાથે જાણો, સાચું કહું સમજાઇરે. દુ૦ ૪

પદ ૩ જું.

ગમ તને ગુરૂ વિના નહિં પડે,
અક્કલહીણું શું કરવા આથડે. ટેક.
દેખાદેખી દોડી મરે ને, ચીતડું ચાળે ચડે;
સદ્ગુરૂ વિના સાધન શિખ્યો, જુક્તિ તો નવ જડેરે. ગમ૦ ૧
સમશાને જઇ મંતર સાધે, ધુપ દીપના વડે;
આપમતી એવું આદરતાં, નિષ્ટ દેવતા નડેરે. ગમ૦ ૨
બોધક વિના જ્ઞાન બકે પણ, પળ રીતી નવ પડે;
કેહેણી તો સઉ કોઇ કથે પણ, રેહેણી નવ આવડેરે. ગમ૦ ૩

શસ્ત્ર વિદ્યા શિખ્યા વિના, જઈ શુરા શું લડે;
ગણુપત કહે ગુરૂગમ વિના, માનવ મોક્ષ ન ચડેરે. ગમ૦ ૪

## પદ ૪ થું

પાંશરે પચ પીચોને ભાઇરે, પાણી પીશો વાંકા રહી. ટેક.
ભક્તિ ભગવતની નથી કરતા, દીલમાં ડાહ્યા થઈ;
દેહ પડી વંતર થઈ વળગ્યા, અક્કલ કયાં ગુમાઈ. પાં૦ ૧
વૃદ્ધપણામાં વ્યાધી લાગી, વેળા તો વહી ગઈ;
ડોસો દલગીર થઈ દુઃખ ધરતા, રૂવે લોકોને કહીરે. પાં૦ ૨
ચોરી જારી કરવા ચાલ્યા, કોઇનું માને નહિ;
મહીપતીયે બાંધીને માર્યો, છેક ફજેતી થઇરે. પાં૦ ૩
પાપ કરતાં પુંઠ ન વાળી, પડયા ચોરાશી મહીં;
કહે ગણુપત ગોવિંદભજનવિણુ, જીવડા જાશો કહીંરે. પાં૦ ૪

## પદ ૫ મું.

માનને માટે મત તાણેરે, ભરવા પોતાને ભાણે. ટેક.
સૌ સૌના સ્વાર્થને સાધે, આપોપું વખાણે;
જમરાજાને હાથે જાશો, ઘાલશે એ ઘાણેરે. મા૦ ૧
પાપ માર્ગની પેહેલ કરે ને, મન બાંધ્યું નાણે;
અંતકાળે જીવ આકું આવશે, ખબરો તે ટાણેરે. મા૦ ૨
મહારાણી દેહ મનુષ્ય કેરો, પટકે છે પાહાણે;
જન્મ મરણનું દુઃખ છે જબરૂં, ઉરમાં નવ આણેરે. મા૦ ૩
આપ ન શોધે પર પરબોધે; જુક્તિ નવ જાણે;
ગણુપત કહે ગોવિંદ ભજનમાં, મુરખા મત તાણેરે. મા૦ ૪

## પદ ૧ લું.

રાગ ગોડી.

ગોડી સમે ગીરધારી, તું ભજ મન ગોડી સમે ગીરધારી. ટેક.
જેનું નામ જપી વ્રજ જુવતી, શ્વાસોશ્વાસ સંભારી. તું૦ ૧
પરમગતી રૂષીપત્નીઓ પામી એનું નામ ઉચ્ચારી;
વાસવે સાત દીવસ કરી વર્ષા, એથી રહ્યો પણ હારી. તું૦ ૨
અતી વીપથી સહુગોપ ઉગાર્યા, ફણીધરને ફટકારી;
ગણુપત એ પ્રભુના ગુણ ગાને, અંતર સુરતી ઉતારી. તું૦ ૩

## પદ ૨ જું.

ગોડી સમે ઘેર આવે,
ગોપીનો વહાલો ગોડી સમે ઘેર આવે. ટેક.
ગોધન ચારી વહાલો ઘેર પધારે,
મધુરીસી મોરલી વજાવે. ગોપી૦ ૧
ગોપ સખાની મધ્યે ગોવિંદ,
ગીત રસાળા ગાવે;
અબળા વ્રજતણી સહુ આવી,
પ્રેમના પુષ્પે વધાવે. ગોપી૦ ૨
નંદ જસોમતી આનંદ પામે,
ભુધર મનમાં ભાવે;
ગણુપત એ ગોવિંદ ગુણ ગાતાં,
જનમ મરણ મટી જાવે. ગોપી૦ ૩

## પદ ૩ જું.

સંધ્યા સમે શ્રી હરીને,
સમર મન સંધ્યા સમે શ્રી હરીને. ટેક.

સમરણ બખતર પહેર શરીરે,
ધીરજની ઢાલ ધરીને. સમર૦ ૧
સત સમશેર થકી કર છેદન,
અંતરે ક્રોધ અરીને;
ભાવ સ્વરૂપી ગ્રહી કર ભાલો,
કુડને વધ કરીને. સમર૦ ૨
ગમ પકડી ચડયા જ્ઞાનને ઘોડે,
ભાંગ્યાનું સુર ભરીને;
જીતવું છે ગણપત કહે ભવ રણ,
તૃષ્ણાનુ સૈન્ય તરીને. સમર૦ ૩

### પદ ૪ થું.

જીવન અંતર જામી, તું રટ રટ જીવન અંતર જામી. ટેક.
સકળ સૃષ્ટિ જેણે સરજાવી, એક એના માંનથી આંમી. તું૦ ૧
અધમ ઉધારણ નરક નીવારણ, સર્વ ઠારે માણીસ્વામી;
પતીત પાવન નામ નારાયણ, જન નહીં કોઇ ખામી. તું૦ ૨
આ ભવજળથી પાર ઉતારે, ધીંગો છે અક્ષરધામી;
ગણપત એ પ્રભુના ગુણગાતાં, વેદના જાશે વામી. તું૦ ૩

દાદરા.

### પદ ૧ લું.

ગરજ વિના ગુરૂ કરે, ન જ્ઞાન આવડે,
ભાવ વિના ભક્ત કરે, ભેદ ના જડે. ટેક.
પ્રેમ વિના નેમ કોઇ, કાળે ના પળે;
અર્ક વિના રાતતણું, તિમિર ના ટળે. ગરજ૦ ૧

સિંધુ છીપ સ્વાતિ વિના, મોતી ના મળે;
બોધ સોધ વિના કર્મ, બિજ ના બળે. ગર૦ ૨
મારી માળે ચઢાવ્યો તે, કામ શું કરે;
નાવ વિના સિંધુ કેરૂ, નીર ના તરે. ગર૦ ૩
ગુરૂ ગણુપત કેરૂ, જ્ઞાન જો જડે;
વાગતે નગારે તે, વિમાનમાં ચડે. ગર૦ ૪

પદ ૨ જું.

ગુરૂ મળ્યાથી જ્ઞાન આવે, દુષ્ટતા ટળે;
પાપ મોટો જન્મ કેરાં, પલકમાં બળે. ગુરૂ૦ ૧
પારસ ફરસે લોહ કેરૂ, હેમ હોય છે;
સદ્ગુરૂ મળ્યાથી જીવ, શિવ થાય છે. ગુરૂ૦ ૨
કલ્પ ઝાડ તળે બેઠે, કલ્પના ટળે;
ચિંતામણી ચઢયો હાથ, માગે તે મળે. ગુરૂ૦ ૩
કામધેન ઘેરે મન કામના ઘરે,
અનુભવી આતમ કેરા દોષને હરે. ગુરૂ૦ ૪
ગણપત ગોવિંદ કેરી ભક્તિ ટેકની,
રંગ પોતે બેજ હોય કેસર એકની. ગુરૂ૦ ૫

પદ ૩ જું.

જો વિચારી જીવ તારી શી ગતી થશે,
તજી જર જોરૂ જમીન અંતે એકલો જશે. જો૦ ટેક.
બેશી ઘોડાગાડીએ બજારમાં ફરો;
પેટનું કર્યાના ભેગું ઠેઠનું કરો. જો૦ ૧
કાલની છે કોને ખબર આજનું કરો;

જમનું જોર જબરૂ શીર દીલમાં ડરો. જો૦ ૨
કોટી કલ્પથીજ સુખ દુઃખ ભોગવ્યું;
માણી માયા તોહે મન તૃપ્ત ન થયું. જો૦ ૩
વિષય વાસના તો દ્વાર નર્કનું ગણો;
ગણપત ગોવિંદજીને ભાવથી ભણો. જો૦ ૪

પદ ૪ થું.

જરૂર જાણી લેને જાવું જગતને તજી;
ભ્રાંત તજી ભાવથી લે હરીને ભજી. જરૂ૦ ૧
આપણી કમાણી આપ હાથ વાવરો;
પડી રહે પરાયા માણે એવું શું કરો. જરૂ૦ ૨
સંસાર સુખ સંપત્તિ તે જુઠી જાણીયે;
વિચારને વિવેકથીજ માયા માણીયે. જરૂ૦ ૩
જસ નહિ જગતમાં તે મુવા માનવા;
અમર નામ જેહનું તે અમર જાણવા. જરૂ૦ ૪
ગણપત ગોવિંદ કેરા ગુણ ગાય છે;
હું મારૂં તજે તે માનવ મોક્ષ જાય છે. જરૂ૦ ૫

(પદ રાગ ધીરાના પદનો.)

પદ ૧ લું.

જગતને વેર ભગતથીરે, અનાદીનું છે એવું;
દુર્જન દુઃખ દેનારાંરે, શાણાને સમજી લેવું. ટેક.
બલાંકુત્તાં ને બામણાંબેગાં, એકએક ઉપર દુઃખાય;
હરિજનને દુરિજન દેખે તો, શેર લોહી સુકાય;
પાપી ના પિછાનેરે, નથી લેવું દેવું. જ૦ ૧

વેર ગમારને પંડીત સાથે, વેર સતીને છીનાળ;
વેર ચોર શાહુકારને, વેર વૈષ્ણવને ચંડાળ;
વેર છે વેહેલાનુંરે, અસુર સુરને કેવું. જ૦ ૨
ગામમાં ઘુમડીયા કે ગુણુકા આવે, સામા જઇ કરે સનમાન;
ચોરી જારી પાખંડી નરને, આપે અતીશે માન;
અભાગીને એવુંરે, હરીનું નામ નવ લેવું. જ૦ ૩
જપ તપ તીરથ જાગ કરે, કે દાન દે કોઇ જન;
જશ હીણુના જાણુમાં આવે તો, ભાવે નહિ ભોજન;
ગણુપત જ્ઞાની જનનેરે, પાપીથી પાછું રેહેવું. જ૦ ૪

પદ ૨ જું.

સંતો ભાઇ સાકુટનોરે, કદી સંગ ના કરિયે;
નર નારી જ્યાં નુઘરાંરે, ઠામ તેવે ના ઠરિયે. ટેક.
જ્ઞાની રાવણ ઘણો હતો, જેણે વેદ ઉપર કર્યું ભાશ;
પાપીને પાસે રાખ્યા તો, કુળનો કરાવ્યો નાશ;
દુઃખ દુરીજનમાંરે, પ્રેમે તેને પરહરિયે. સં૦ ૧
વશીયાપાંડવહસ્તિનાપુરમાં, કુડમતિ કૈરવની પાસ;
દુત આરંભીને દગો દીધો, સતિયા કાઢયા વનવાસ;
સદાય શઠ તો એવારે, એથી દીલમાં ડરીયે. સં૦ ૨
નળરાજા વનમાં નીકળ્યો, લાગી દીઠી લહાય;
કરકોટક કર ઝાલીને કાઢયો, થયો કુરૂપો રાય;
ઉગારવા એવાનેરે, ધીરજ ત્યાં ના ધરિયે. સં૦ ૩
હંસ ઉંદર ને હેત થયું, વસાવ્યો નિજ વાસ;
પળમાં પાંખો કાપી નાંખી, દુઃખ પામ્યો ખટમાસ;
ગણુપત ગોવિંદ ગાઇએરે, એવાથી અળગા થઇએ. સં૦ ૪

## પદ ૩ જું.

વેહેમે હદ વાળીરે, વાતે સરવે વાહ્યા;
સમજણ વિના સાકુટરે, કર્યા લોકે કાહ્યા. ટેક.
એક જાદુગર એવો આવ્યો, ઉડાડિયા નવ લાડ;
ખરી કરામત ક્ષત્રી કેરી, ભોંયમાં ઉતારે ઝાડ;
માને ગપ માનવનારે, જુઠા માને જગરાયા. વે૦ ૧
સાધી શીકોતર મેલડી મોટી, આપે દીકરા અપાર;
હજારો વંઝણી ફરતે દેખો, માને નરને નાર:
પામર ન પીછાણેરે, મોટી હરીની માયા. વે૦ ૨
શામળાજી ને લોટેશ્વરમાં, જાય ભુત તે ઠાર:
ત્રણ વરસ લગી ટાંપાં ખાધાં, જઈ ધુણે નરને નાર;
શું ગયું શું આવ્યુંરે, તોય ત્યાં જાય ધાયા. વે૦ ૩
ભુવા માત્ર ભીખ માગે, એતો માતાની મેહેર;
વાઘરી સરવે વાડીયો વાવે, એકું ખાય ઘેર ઘેર;
એ માને અભાગીરે, ગણપત ગોવિંદ નવ ગાયા. વે૦ ૪

## પદ ૪ થું.

ગપ્પાં મારે ગપ્પીરે, મુરખ માની લે છે;
તપાસ નહિ તેનોરે, ખરાને ખોટું કહે છે. ટેક.
કોને કહ્યું ને કોણે સાંભળ્યું, જોતો નથી એની જાત;
બિલાડી ઉટને લેઈ ચાલી, એતો સાચી વાત;
વાત ન વિચારોરે, વેહેતા સાથે વેહે છે. ગ૦ ૧
સોયના નાકામાં ગજરાજ ની કળીચો, પુંછ રહ્યું અટકાઈ;
સારા પુરૂષે શાસ્ત્રમાં લખ્યું છે, એતો જુઠું નહિ;

પાપ શાં કર્યાં પુછેરે, એવું કોઇ પુછે છે. ગ૦ ૨
વાઘેણ વિયાણી તેને અકરી આવી, સાપેણને ઉંદર સાર;
કીડાને કુંજર સાંપડીયો, તેનો કોઈ ન પામે પાર;
જેવાં કર્મ જેનાંરે, રૂદે એવું રહે છે. ગ૦ ૩
જૈન મતમાં અદકું છે આવું, એનો મોટી ભુલ;
સાગરોપમ પલ્યોપમના આયુષ્ય કહ્યાછે, એનો આને સમતુલ;
ગણપત ગુરૂ જ્ઞાનીરે, શાણા કોઈ સોધે છે. ગ૦ ૪

## પદ ૫ મું.

ભાઇઓ શીદ ભમો છોરે, કહું એક વાત ખરી;
જગકરતાને જાણોરે, નાવો ગર્ભવાસ ફરી. ટેક.
એકવીસમા બ્રહ્મંડમાં વસે અવિનાશી, તેનું તેજ અપાર;
તે કોઈના કથ્યામાં ન આવે, એવો ભવ ભવતાર;
સોમા પુરૂષ રહ્યા છેરે, ભોમાં વૈકુંઠ હરી ભા૦ ૧
એ જાણવાનો ઉપાય છે એવો, તૃષ્ણા ક્ષય જો થાય;
મનની વૃત્તિ વિરામ પામે તો, અકળ રૂપ ઓળખાય;
ઘટ ઘટ માંહી વ્યાપ્યોરે. પ્રતિબિંબ રૂપે હરી. ભા૦ ૨
એ પ્રતિબિંબ આતમમાં જોવો, તો આપે થાય પ્રકાશ;
જોગ જુગતીયે જાણશો, જો રાખો વિશ્વાસ;
દેદાર દાહાડો દેખોરે, હરદમ ધ્યાન ધરી. ભા૦ ૩
અગણિત કોટી ઇંડ ઉપજાવે, એના આપ આધાર;
દેવ દાનવ માનવીનો, એ તો છે કીરતાર;
કહે ગણપત ગોવિંદનેરે, વિવેકથી હ્યોને વરી. ભા૦ ૪



## પદ ૬ ઠું.

પ્રશ્ન એક પુછું રે, પ્રેમે કહેજો પુરાણી;
જગ કર્યું જગદીશેરે, એની કેઈ એંધાણી. ટેક.
ઇંડ ઉપજાવતાં પહેલું શું ઉપજ્યું, કેડે શું કહેવાય;
તનમાં પહેલું તે શું બ.નેયું, પાછળથી શું થાય;
શોધ કરીને શાણારે, વિચારીને વદો વાણી. પ્રશ્ન૦ ૧
ઉડગણમાં આદિ કોણ કરીયો, તત્વમાં પહેલું ને વાર;
દીન રજનીમાં આ દે શું કહીયે, પહેલો નર કે નાર;
ભ્રાંત ભાગો તેનીરે, સંતો સાચું જાણી. પ્રશ્ન૦ ૨
પિંડમાં પાછળથી શું આવે, પંડ પડે શું પળાય;
જીવ ને દેહ જુદાં પડે ત્યારે, કાળ આવી શું ખાય;
મહા પ્રલ્લેની માંહીરે, ક્યાં રહે એ પ્રાણી. પ્રશ્ન૦ ૩
બ્રહ્મકલ્પ ને પદ્મકલ્પ આદિ, એનું કહોને જ્ઞાન;
સાતમો કલ્પ વરાહ ચાલે છે, એનું બતાવોને ધ્યાન;
ગણુપત ગુરૂગમથીરે, અગમ ઉરમાં આણી. પ્રશ્ન૦ ૪

## પદ ૭ મું.

અદ્વૈતના ઉપાસીરે, અરજ ઉરમાં ધરજો;
પ્રશ્ન પુછું પ્રેમેરે એનો તો ઉત્તર કરજો. ટેક.
કરતા કેરૂં રૂપ છે કેવું, ઇંડ સ્વરૂપ શું હોય;
ઇંડમાંહી કોણ વસે છે, ઇંડ પાર કહો કોય,
એનો ભેદ બતાવીરે, જ્ઞાનમાં ગતિ કરજો. અદ્વૈત૦ ૧
અવનિનો અવતાર છે કેવો, નાદબુંદનો જોગ;
નિરાકાર તે કોને કહીયે, જીવ ઈશ્વરનો ભોગ,

કોણુ પાપ પુન્ય કરનારોરે, એને અનુસરજો. અદ્વૈત૦ ૨
આવાગમન કોણુ ફરે છે, પંડિતે કોણુ પુરાણુ;
પંડ થકી બ્રહ્માંડ કીધું, વેદના વાદની વાણ;
જરામરણુકાળ કીયોરે, એથી આગગા ફરજો. અદ્વૈત૦ ૩
ઓંતિઓંકારજકોનેકહાયે, મુક્તિનું કીયુંદ્વાર;
ગુરૂ ચેલાનો ભેદ છે કેવા,
કીયા બ્રહ્માંડે વસે કિરતાર;
ગણુપત ગુરૂ જ્ઞાનીરે, આગમ વાત ઉચરજો. અદ્વૈત૦ ૪

## પદ ૮ મું.

શોધ કરો અહિનોરે, પુરા કોઇ પુરાણી;
અકળ માપ ઈશ્વરનુંરે, વિચારીને વદો વાણી. ટેક.
પ્રકૃતિપુરૂષથીપ્રધાનપુરૂષથયો, તેણીમહતતત્વકહેવાય;
તેથી અહંકાર ત્રણે કહાવે, આકાશ ઉત્પન્ન થાય;
વાયુ વસુધા વન્હિરે, પાંચમું છે પાણી. શો૦ ૧
આકાશ કેટલા જોજન ઊંચું, લાંબુ પોહોળું કહેવાય;
વાયુમાં બળ કેટલું કહાવે, પાણીનું તોલ બંધાય,
પડ કેટલું પૃથ્વીનુ રે, વજન જાડું જાણી. શો૦ ૨
નવ લાખ તારામાં નર કેટલા, કેટલી તેમાં નાર;
અમર કેટલા ને નાશ કોણુ છે, કેટલા છે બ્રહ્મચાર;
તેનો ભેદ બતાવોરે, ઉરમાં ઉલટ આણી. શો૦ ૩
સકળ બ્રહ્માંડમાં ભાર છે કેટલો, તેનો કરો વિચાર,
ધ્રુવને આધારે છે આ ધરણી, ધ્રુવને કોનો આધાર;
ગણુપત ગોતી કાઢોરે, જ્ઞાની કોઇ ગુણુ ખાણી. શો૦ ૪

રાગ ભજન.

પદ ૧ લું.

જુના ધરમ લ્યો જાણી, મારા સંતો;
જુના ધરમ લ્યો જાણી હેજી. ટેક.
નદી કિનારે કોઇ નર ઉભો, તૃષા નહિ સમાણી હેજી;
કાંતો આળસુ અંગ એહનું, સરેતા ખરે સુકાણી. મા૦ ૧
કલ્પતરૂ તળે કોઈ જન બેઠો, ક્ષુધા ખુમ પિડાણી હેજી;
નહિ કલ્પ એ બાવળિયો કે, ભાગ્યરેખ ભેળાણી. મા૦ ૨
સદગુરૂસે શિષ્યનવસુધર્યો વિમળમણીનહિવાણી જી;
કાં ગુરૂ જી છે જ્ઞાન વિનાના, કાં પામર એ પ્રાણી. મા૦ ૩
ભક્તિ કરતાં ભય દુઃખ આવે, ધીરજ નવ ધરાણી હેજી;
કાં સમજણુ તો રહી છે છેટે, નહે નામ નિરવાણી. મા૦ ૪
ચિંતામણીમળી તોયે પણ, ચિંતા નવહોલાણી હેજી;
નહિચંતામણીનક્કીએ પથરો, વસ્તુ નવ ઓળખાણી. મા૦ ૫
મળ્યું ધનનો મે મોજન માણી, કહું કરમની કહાણી હેજી;
કાં તો ભાગ્ય બીજાનું ભળીયું, કાં તો ખોટી કમાણી. મા૦ ૬
અમૃત મળ્યું પણ અમર થયો નહિ,
પીવાની જુક્તિ ન જાણી હેજી.
કાંતો ઘટમાં ગયું નહિ કે, પીવામાં આવ્યું પાણી. મા૦ ૭
ધર્મ કર્મને ભક્તિ જાણે, ભેદ વિના ધુળધાણી હેજી;
કહે મણુપત સમજી લ્યો સંતો, પુરી મત પ્રમાણી. મા૦ ૮

પદ ૨ જુ.

રૂદિયે હિંમત ધરો મારા હરિજન,
રૂદિયે હિંમત ધરીયે હેજી; ટેક.

જાયું તે તો જરૂર જવાનું,
વિઠ્ઠલવરને વરીયે હેજી;
શિર સાટે સદગુરૂ મળે તો,
પાછી પુંઠ નવ ફરીયે. હરિજન૦ ૧
હરિભજવામાં હિંમત રાખો,
દુરિજનથી નવ ડરીયે હેજી:
મહા પંથનો મારગ મેલી,
અવર ઠામ નવ ઠરીયે. હરિજન૦ ૨
સ્મરણ કરીયે સોહંરામનું,
વેદ વચન ઉચરીયે હેજી;
ભક્તિ ભાવથીભવદુઃખ ભાગે,
ભવસાગરને તરીયે. હરિજન૦ ૩
કામ ક્રોધ ને મમતા માયા,
એને નવ અનુસરીયે હેજી:
જાપઅજંપાજુગતિયેજપીયે,
ધ્યાન ધણીનું ધરીયે. હરિજન૦ ૪
અમૃત રસ અખંડ સ્વામીનો,
સેઃ જાણીને ભરીયે હેજી;
સદા બ્રહ્મ ભરપુર ભર્યો છે,
અનુભવને આદરીયે. હરિજન૦ ૫
કાચા કુંભ સરખી કાયા,
જાતાં વાર ન જરીયે હેજી;
ગોવિંદના ગુણલા ગાતાં,
ભવજળ પાર ઉતરીયે. હરિજન૦ ૬

મનુષ્યા જનમ મળ્યોછે મોંઘો,
ફંદમાંહી નવ ફરીયે હેજી;
નાભીકમળથી ચાલી સુરતા,
શ્વાસોશ્વાસે સમરીયે. હરિજન૦ ૭
સાચો સંત સમાગમ કરીયે,
વાણી વિમળ ઉચરીયે હેજી;
કહે ગણપત સદગુરૂને સેવો,
પંથ બીજા પરહરીયે. હરિજન૦ ૮

પદ ૩ જું.

અગમ પંથ નિરવાણી મારા સંતો,
અગમ પંથ નિરવાણી હેજી. ટેક.
એક થકી અનેક બન્યા ભાઇ,
સહુ પશુઃ પંખી ને પ્રાણી હેજી;
કર્મ સાંખ્ય બે યોગ કહાવ્યા,
વેદ ધરમ પરમાણી. મારા૦ ૧
પતિવ્રતા જેમ પતિ તજીને,
પર પુરૂષ લે જાણી હેજી;
જાર ધરમ એ જીવનો જાણો,
પડે ચોરાશી ખાંણી. મારા૦ ૨
એક ગુરૂને એકજ ઇશ્વર,
એક નામ નિશાની હેજી;
એક ટેકને આપજ ધારે,
સત ભક્તિ સમરાણી. મારા૦ ૩

પેચ પરાની પાર પ્રભુનો,
વિરલે વાતો જાણી હોજી;
અજર અમર રસ કોઇ જન જીરવે,
મરજીવા લે માણી. મારા૦ ૪
સગુણ નિરગુણથી તો ન્યારો,
ગુણાતિત ગુણખાણી હેજી;
જે વસ્તુ જેનાથી ઉપજે,
તેનો તેમાં સમાણી. મારા૦ ૫
કોટી કલ્પથી જનમ મરણ છે,
ઉર ભક્તિ નવ આણી હેજી;
ગુરૂગમ વિના ગોથાં ખાધાં,
મુવો મતને તાણી. મારા૦ ૬
ઝળ હળ જ્યોતિ નિરંતર ઝળકે,
સુરતા ત્યાં ઠેરાણી હેજી;
મુળાધારથી બ્રહ્મરંધ્રમાં,
પીએ ચઢીને પાણી. મારા૦ ૭
અકળ સકળ ઘટ વ્યાપક સંતો,
પરખો પુરૂષ પુરાણી હેજી;
કહે ગણપત સદગુરૂની સેવા,
અખંડ ઉરમાં આણી. મારા૦ ૮

પદ ૪ થું.

નમીયા સો નર ભારી,
મારા સંતો નમીયા સો નર ભારી હેજી. ટેક.

પાંડવ સત ધર્મને પાળે, કૌરવ થયા દુઃખકારી હેજી;
દગો કરીને દ્યુત રમાડયા, હરામી બેઠા હારી. મા૦ ૧
હરિશ્ચંદ્ર હેરાન થયા પણ, ધીરજ ઉરમાં ધારી હેજી;
સતીયાચે તો સત નવ મેલ્યું, મળીયા દેવ મોરારી. મા૦ ૨
જનકવિદેહી જુગમાં દેખો, વેરાગને જાઉં વારી હેજી;
એક હાથ તરિયા તન ઉપર, બીજે અગની ઝારી. મા૦ ૩
બળિરાયસરખો નહિ કોઈ મળિયો, બળીને જાઉં બલિહારી હેજી;
તન મન ધન અર્પણ કરી દીધું, સત રાખ્યું સંભારી. મા૦ ૪
અમરિખે ભક્તિ અતિ આદરી, દાસી દાસ નર નારી હેજી;
શિરને સાટે સેવા કીધી, ભેટયા ત્યાં ભય હારી. મા૦ ૫
સુરધ્વજરાય મહા સતવાદી, દયા દિલ ઉતારી હેજી;
તન તરીયાચે મુસ્તક વેહેર્યું, પરખો પર ઉપગારી. મા૦ ૬
રતિ દેવની રીત રૂપાળી, મનને નાંખ્યું મારી હેજી;
ઉપોષણ અડતાળી દીનનં, તોહે ન ટેક વિસારી. મા૦ ૭
લઘુતાઈ છે સહુથી મોટી, જુવો વેદ વિચારી હેજી;
ગુરૂ ગણપત ગોવિંદને ગાવા, પ્રગટ કહું પોકારી. મા૦ ૮

## પદ ૫ મું.

ગગન ઘટા હચો ગોતી,
મારા સંતો ગગન ઘટા હચો ગોતી હેજી. ટેક.
અરધ ઉર્ધકા ઘાટકે અંદર,
ત્યાં ન્હાતી ત્યાં ધોતી હેજી;
તરવેણી ટંકશાળ પડે જ્યાં,
જળહળ ઝળકે જ્યોતી. મારા૦ ૧

પાળ વિના જયાં પાણી ભરિયાં,
સરિતા મળી સમોતી હેજી;
અમૃતધારા અખંડ ચાલે,
ઝરમર વરસે મોતી. મારા૦ ૨
શુન્ય શિખર ગઢ શોભા સારી,
અરક વીના ઉદ્યોગી હેજી;
વણ મુખ બ્રહ્મા વેદ ભણે જયાં,
નહ પુસ્તક કે પોથી. મારા૦ ૩
વણ વાવ્યે ફુલી ફુલવાડી,
જાઈ જુઇ જુવતી જોતી હેજી;
એ વાડીમાં અખંડ સ્વામી,
નીરખ્યાં મનમાં મોહોતી. મારા૦ ૪
ગગન ગફામાં ચલી ગર્જના,
હદ ધુની હોતી હેજી;
કહે ગણપત વિરલા જન જાણે,
પરમ પદમાં રહેતી. મારા૦ ૫

પદ ૬ ઠું.

મરજીવા રસ માણે,
મારા સંતો મરજીવા રસ માણે હેજી. ટેક.
કઠણ દુધ છે વાઘણ કેરૂં,
પીવા ઈચ્છા આણે હેજી;
નિજબાળક વિણ કોઇજનચાખે,
પ્રાણ તજે તે ટાણે. મારા૦ ૧

મહારોગ છે જેના મનમાં,
ભુખ્યો રહે ભરે ભાણે હેજી;
અમર અજર રસ કેરાં સુખ તો,
વિરલા વાલો જાણે. મારા૦ ૨
ગુરૂગમ વિના ગોથાં ખાશો,
પટકે પારસ પહાણે હેજી;
હરી હીરો હરદામાં રાખો,
જેને વેદ વખાણે. મારા૦ ૩
જનમ મરણનું દુઃખ છે જબરૂ,
પુરવનું પુન્ય પ્રમાણે હેજી;
સાકુટ નુઘરા તે શું સમજે,
મુરખા મતને તાણે. મારા૦ ૪
શીર સાટે સતગુરૂને સેવો,
પામે પદ નિરવાણે હેજી;
ગણપત ગુરૂગમ જે જન જાણે,
આગળની ઓળખાણે. મારા૦ ૫

પદ ૭ મું.

ક્ષમા ખડગ કર ધારો,
મારા સંતો ક્ષમા ખડગ કર ધારો હેજી. ટેક.
સત સમશેરનેબાનુબરછીજ્ઞાનઘોડો શણગારોહેજી;
લક્ષ લગામને પ્રેમ પલાણા ચિતનો ચાબુક મારો. મા૦ ૧
ધિરજની ઢાલ ભજનનો ભાલો,
સતનો બખ્તર સારો હેજી;
કાયા નગરમાં મન મેવાશી વેગેથી વિડારો. મા૦ ૨

કામ ક્રોધ ને મોહ મુમત એ,
વેત તમારા વારો હેજી;
જો જીત્યા તોજગ જશ પામોહારો તો નરક સધારો. મા૦ ૩
વિચારમાં આયુષ્ય વહીજાશે,
જુગ એનો શો ઉધારો હેજી;
જુગ જેવી પળ એક જાય છે ગુરૂ જ્ઞાન વિચારો. મા૦ ૪
આ ભવમાંહી આતમ આવ્યો,
એને તો ઉગારો હેજી;
ગણુપત કહે ગોવિંદ ભજો તો,
આવે દુઃખનો આરો. મા૦ ૫

## અથ ષટ્ ચક્રની લાવણી પ્રારંભ.

( પદ રાગ લાવણી. )

પદ ૧ લું.

પ્રથમ ચક્ર આધાર પીઠાનો, ગુદાસ્થાન ઉનકા કહાવે;
રક્ત બરન ગણુપતિ દેવતા, સીધી શક્તિ સોહાવે. ૧
કમ રૂપીને મુષક વાહન, અપાન વાયુમાં રહેતા;
ઉરમિ કળા સાલોકયમોક્ષતા, સંકોચનમુળ બંધ હતા. ૨
ચતુર્દળને ચતુર માત્રા, વંસંશંષંહે વરના,
આનંદ યોગાનંદ કહાવે, અજંપા જપ ઉનકા કરના. ૩
છસેં તેર મંત્ર સોહાવે, એસા ધ્યાન ધરે કોઈ;
ગણુપત ગણુપતિ દેવકું દેખે, સદા સુખમેં રહે સોઈ. ૪

## પદ ૨ જું.

દ્વિતિય સ્વાધિષ્ટાન કહાવે, લિંગ સ્થાન ઉનકા બાસા;
પિત બરનને રજોગુણ હે, અકાર માત્રા હે ખાસા. ૧
બ્રહ્મ ઉસકા દેવ ભનિ જે, સાવત્રી શકતી શાતા;
વરૂન રસી કામારીં કહેતા, ઉદાન વાયુ વાં રહેતા. ૨
સ્થુળ દેહ જાગ્રત અવસ્થા, વૈખરી વાચા હે સાચી;
રઘુવેદ ને લીંગ ભુમીકા, સાયુજ્ય મોક્ષ વદો વાંચી. ૩
હસ્તા વાહન ખટ દલમેના, બંભ મંયંરં લંકા;
ખટ હજાર સત બત્તિસમંત્ર, ગણપત ઉસમે નહિ શંકા. ૪

## પદ ૩ જું.

તૃતિય ચક્ર તો મણિપુરકા, નાભિસ્થાનકમે રહેના;
કપીલ બરના ઉકાર માત્રા, સત્વ ગુણ ઉસકા કહેતા. ૧
વિષ્ણુ દેવતા લક્ષ્મ શક્તિ, ગરૂડ વાહન ગુણ લેના;
વાયુ રશી સમાન વાયુ હે, લિંગ દેહ ઉસકુ કહેના. ૨
સ્વપ્નાવસ્થા મધ્યમ વાચા, યજુર્વેદ અધ્યાન ખરા;
સ્થિત ભોગી સ્વસ્વરૂપ મોક્ષતા, દસ દલકુ તું દેખ ખરા. ૩
સ્થિતિ ઠંડં ઢંણું તં થં દં ધં કું, નં પં ફં કું ફિર પેખો;
ખટ હજાર શત બત્તિસ મંત્ર, ગણપત વાકું ગુણ દેખો. ૪

## પદ ૪ થું.

ચોથા ચક્ર અનાહત જાનો, શામ બરન ઉનકા કહાવે;
તમો ગુણને મકાર માત્રા, શીવ દેવતા સોહાવે. ૧
ઉમા શક્તિ હિરણ્ય ગરભ હે, પ્રાણ વ્યાન વાહન કહેતા;
સુષોપતિ પંશ્યંતિ વાચા, શામ વેદકા સુખ લેતા. ૨

સત્વાપતિ ભોમિકા સેહેલી, દ્વાદશ દલમે દરસાવે;
કં ખં ગં ઘં ડં છં, જં ઝં ટં ઠં સોહાવે. ૩
ખટ હજાર છાસેટ મંત્ર ત્યાં, જપ લેના મેરે ભાઇ;
ગણુપત ખોજ કરો ઘટ માંહિ, ગુરૂને ગરૂગમ બતલાઈ. ૪

## પદ ૫ મું.

પંચમ પદ્મ બિસુદ્ધી પરખો, કંઠ સ્થાન કહો સારા;
ધુમ્ર બરનને જીવો દેવતા, અવિદ્યા શક્તિ સો દારા. ૧
રૂખિ વિરાટ ને વાયુ વાહન, ઉદાન વાયુકું જાના;
મહા કારણુ દેહ ઉનકા, તુરિયાવસ્થામેં રહેના. ૨
અથરવેદને પરાહે વાચા, સોલ બરન ઉસકા સચ્ચા;
અં આં ઇ ઈ ઉં ઊં રૂ રૂં લૃ લૄં, સો નહિ હે કચ્ચા. ૩
એ ઐ ઓ ઐા અં અઃ તો, ગણુપત સબ ગુરૂ કે જ્ઞાના;
ખટ હજાર છાસેટ મંત્રકા, વાંહિ ધર લેના ધ્યાના. ૪

## પદ ૬ ઠું.

જ્ઞાન ચક્ર છઠા હે જ્ઞાની, ત્રિકુટી સ્થાન બાદલ બરના;
અગ્નિ દેવતા સુષુમણા શક્તિ, હંસ રસીકા હે સરના. ૧
ચૈતન વાહન જ્ઞાન દેહ, વિજ્ઞાન અવસ્થા ઉર અગ્નિ;
અનુપમા વાચાકી બાની, સુક્ષમ બેદ લહો જાની. ૨
અરધ માત્રા દ્વીદલ બરના, હંક્ષં અક્ષર કું બોલો;
એક હજાર છાસેટ જપ ત્યાંહી, અપને દિલ માંહી ખોલો. ૩
આસન બાંધી સુરતા સાંધી, જાપ અજપાકા કરના;
ગણુપત ગુરૂને જ્ઞાન બતાયા, ઓહી ધ્યાન નીશદીન ધરના. ૪

## પદ ૭ મું.

બ્રહ્મરંધ્રકા ભેદકું દેખો, મુર્ધની સ્થાનક કે માંહી;
અહંબ્રહ્મ બોલો દીલ ભીતર, બ્રહ્મ દેહ દરસે ત્યાંહી. ૧
સુષોપતી અવસ્થા સારી, એક હજાર ત્યાં દલ દરસે;
ગુરૂ દેવતા ચેતન શક્તિ, પરમ જયોતિકું વાં પરસે. ૨
સાક્ષી સર્વાત્મા હે જીનકા, તુર્યાવસ્થા યાં દેખો;
સગુણાતિત ચેતન આત્મા, સબી બરન સરખા પેખો. ૩
સ્થિતિ અવસ્થા પરહે વાચા, સોહં રામ રમે જયાંહી;
અનુપમા સ્થાનક આનંદી, ગણુપત ગોપ રહ્યા આંહી. ૪

( રાગ ધોળ અનીરૂધજીની ઘોડલી એ રાગ )

## પદ ૧ લું.

જે જે અકળગતી અવીનાશ, આરાધું છું આપને;
મારા ઉરમાં તમારો આધાર, જપું તારા જાપને. ટેક.
દેવ દાનવ ને માનવીરે, કોઈ ન પામે પાર;
બ્રહ્મા ભેદ લહે નહીરે, ત્યારે બીજાના શા ભાર. જપું૦ ૧
પીંડ બ્રહ્માંડ પેદા કર્યુંરે, જુક્તિ એની જણાય;
કયાંથીઆવ્યુંનેકયાંજશેરે,તેનીકીંમતકોઇથીનથાય. જપું૦ ૨
ઉડગણુ આદકો શોભતારે, આકાશ માંહી અપાર;
સોમસુરજસંસારમાંરે,એઉગ્યાથીજ ટળે અંધકાર. જપું૦ ૩
પૃથ્વી પાણી પવન કીધાં, અગની ને આકાશ;
જડ ચેતન છે જેટલારે, તેમાં વિશ્વપતી તવ વાસ. જપું૦ ૪
અદભુત સામર્થ આપમાંરે, વેદ કહે છે વીચાર;
જ્ઞાની ભક્ત જે તમ તણારે, તે સમજે તમારો સાર. જપું૦ ૫

પવન રૂપી દોરીયેરે, પકડયો છે સંસાર;
પલકમાં પેદા કરોરે, વળી ક્ષણમાં કરો સંહાર. જપું૦ ૬
અગણીત ઇંડ ઉપજાવીયાંરે, બાંધી રીત રસાળ;
ગણપત ગોવિંદઘટવીશેરે, તેનેકોપીશકેનહિ કાળ. જપું૦ ૭

પદ ૨ જું.

પ્રથમ પુજું મારા સદ્‌ગુરૂ દેવ, અખંડને આરાધવા;
ખોળી જોયાં પીંડ બ્રહ્માંડ, સોહંગને સાધવા. ટેક.
ઓહં ઉઠે સોહં બેસે, શુન્યમાંહી સમાય;
એકુવીસહજારછસેંઉપડેરે,પ્રવાહીકનેમળીપાછાજાય. અ૦૧
એક ચૈતન અખંડનુંરે, ભરી રહ્યું ભરપુર;
જીવ ઈશ્વર કુટસ્થ બ્રહ્મનુંરે, એ ચારેનું એકજ નુર. અ૦ ૨
નવ સોહંના ઉપરીરે, દશમો સોહં સાર;
કુલાંટ ચક્રને ભેદીનેરે, નિજ રૂપનો કરજો વિચાર. અ૦ ૩
પરા પશ્યંતિ મધ્યમાંરે, વૈખરી જે કહેવાય,
અનુપમા આવી મળેરે ત્યારે આતમરૂપ ઓળખાય. અ૦ ૪
ભુચરી ખેચરી અગોચરીરે, ચાચરી જેનું નામ;
ઉનમુનીએ દરસે ખરોરે, આદી કરતા કેરો ઠામ. અ૦ ૫
પદ્માસન વાળીનેરે, પ્રવણ રૂપે થાય;
નીર્વીકલ્પનાનિશાનમાંરે,સંકલ્પવિકલ્પનોરેલયથાય. અ૦ ૬
કૈવલ્ય મુક્તિ પામીયોરે, અરૂપમાં રૂપ સમાય;
કહે ગણપત ગુરૂગમ મળેરે, ત્યારે કારજ સીદ્ધીથાય. અ૦ ૭

પદ ૩ જું.

કોઇ હોયે હરિનારે જન, ધરમ પાળો ધરણીમાં;
સેવે સદગુરૂદેવ સદાય, કસર નહિ કરણીમાં. ટેક.

મદ્ય માટીને ચોરી ચાડી, સુર નિંદા પરનાર,
પહેલાં છને પરહરોરે, દેવ ઉઘાડી દે દ્વાર. ધ૦ ૧
શમદમ ઉપર તિતીક્ષા, શ્રદ્ધાને સમાધાન;
એવા ગુણ આવે ઉર વીષેરે, તો મોહન આપે માન. ધ૦ ૨
નિત્ય નૈગીત દીન પ્રાકૃતી, આત્યંતીક કહેવાય;
પાંચ પલ્લેને વીચારીનેરે, તમે રટજો શ્રી રઘુરાય. ધ૦ ૩
કુળશીળ ધન રૂપને જોબન, વીદ્યા તપને રાજ;
એ મદ મટે માંહેથીરે, તો કરતા કરશે કાજ. ધ૦ ૪
વીવેક વૈરાગ્ય ખટ સંપતીરે, મુમુક્ષતા કહેવાય;
જીવન મુક્તિ જાણીયેરે, જેની તૃષ્ણા તુટી જાય. ધ૦ ૫
નીત્ય નૈમીત કામ્ય પ્રાશ્ચિત, નીસીધ જે કહેવાય;
કર્મ સમરપે બ્રહ્મનેરે, તો જીવ મટી શીવ થાય. ધ૦ ૬
જાગ્રત સ્વપ્ન સુષોપ્તી ત્યાગી, સોહંમાંહી સમાય;
ગણપત ગોવિંદ રૂપ થયોરે, તેને પરમાનંદ સુખ થાય. ધ૦ ૭

## પદ ૪ થું.

દીસે પોતે પોતાનો પ્રકાશ, ઓળખો જો આતમા;
જેનો પરમ શુન્યમાં વાસ, એતો પરમાતમા. ટેક.
દીવો દીસે દીવા વડેરે, સુરજે સુરજ પ્રકાશ;
હીરોતેજ હીરા તણેરે, તારા દરસે તારાને આભાસ. ઓ૦ ૧
આતમજ્ઞાને આતમારે, હરીજ્ઞાને હરી દેખાય;
મળ ઠામને જો મળેરે, ત્યારે ઠેકાણે ઠરીને બેસાય. ઓ૦ ૨
એક બીજમાં એક વડરે, વડમાં બીજ અનેક;
એમ જાણીને સમજાવારે, સદગુરૂયે કરીયો વીવેક. ઓ૦ ૩

નામ ગુણ રૂપ એકછેરે, સમજો તેનો સાર;
એક થકો અનેક છેરે, તેનો વિમળ કરજો વીચાર. ઓ૦ ૪
મનુષ્ય બુદ્ધીયે માનવીરે, દેવ દેવ દેખાય;
ઈશ્વરબુદ્ધીઆવેઅંતરેરેત્યારેઅખંડરૂપઓળખાય ઓ૦ ૫
એક આદી ઓંકારથીરે, બનીયા અંક અપાર;
સતપંડીત તેને સાધીનેરે, રાખે એક ઓહંકારરે. ઓ૦ ૬
તે માટે તનમાંહી તપાશી, કરજો તત્વ વિચાર;
કહે ગણપત ગુરૂગમ મળેરે, તો પામે ભવનો પાર. ઓ૦ ૭

( રાગ ધોળ—પ્રથમ ગુરૂને ગોવિંદ કરી જાણો—એ રાગ )

## પદ ૧ લું.

નીગમ નિરંતર નેતીરે કેહેછે,
જીવ માયા થકી જુદોરે રહે છે;
જેવું કરમ તેમાં તેવો વસેછે,
તો અગમ પુરૂષની અગમ ગતીરે. ૧
પીંડ બ્રહ્માંડનો પુરણ પ્રકાશી,
જળચર સ્થળચર જંતુનો વાશી;
અખંડ અનાદ્ય એ તો અવીનાશી,
તો કહેવાય કેમ કોની વતીરે. ૨
ગુરૂ ગમ વીના તો ગોત્યો ન લાધે,
પ્રેમથકી કોઇ પ્રેમી આરાધે;
સાધન સઘળાં સેજમાં સાધે,
તો અનુભવ જ્યારે આવી મળેરે. ૩
મહાશુરવીર કોઈ અમીરસ માણે,

વંકનાળ કેરી વાટચોરે જાણે:
બ્રહ્મરંધ્રના ભેદ પ્રમાણે,
તો દેખતાં દિપ કોટિ બળેરે. ૪
પીયુશગંગામાં પ્રેમથી નાહાવે,
પીયે અમ્રત તેને પાણી ન ભાવે;
જાત્ય જોઇ જીવનો શિવ થાવે,
તો અમર થયો નવ આથમેરે. ૫
ભેદુ વિના કોણ ભેદજ ભાગે,
જળહળ જોત્ય નિરંતર જાગે;
સંત શુરતણાં શર આવી વાગે,
તો ગણપતરામને તે ગમેરે. ૬

પદ ૨ જું.

આજ આનંદ મારા ઉરમાંરે આવ્યો,
શુન્ય દેશ સદગુરૂજી બતાવ્યો;
આપમાં અલખ પુરૂષ ઓળખાવ્યો,
તો ભરપુર સકળ બ્રહ્માંડમાંરે. ૧
જાપ અજંપાનો જપીયોરે જ્યારે,
તનના તે તાપ બુઝાણારે ત્યારે;
અનુભવ સુરજ ઉગ્યો એ વારે,
તો પેખીને જોયું પિંડમાંરે. ૨
ગગન ગફામાં થઇ ધુન્ય ઘેરી,
અર્ણવ પવણ કેરી ચાલીરે લેહેરી;
પચીશ પાપી થયા વશ વેહેરી,
તો ઓળખીયો નિજ આતમારે. ૩

તન મન કેરી તો તૃષ્ણારે ત્યાગી,
પંચ વિષય થકી થયો અનુરાગી;
નિર્ભય નાદની નોબત વાગી,
તો પોતે દેખ્યો પરમાતમારે. ૪
ભ્રાન્તિનો ભેદ ગયો સહુ ભાગી,
વિરહાક અનહદમાંરે વાગી;
લક્ષ હરિમાં રહ્યો નિત્ય લાગી,
તો આપ ભળ્યો જઇ આપમાંરે. ૫
બ્રહ્મ અગ્નિમાં જેણે બીજ બાળ્યાં,
હરદમ તાર ઉઘડીયાં છે તાળાં;
ગણુંતરામ જળ્યાં મોહ જાળાં,
તો નાવે માયાના પાપમાંરે. ૬

પદ ૩ જું.

હરી ગુરૂ સંત એકે રૂપે જાણો,
એક પલકમાં અંતર નવ આણો;
મહાપદમાંહી મહા સુખ માણો,
તો સમજો ગુરૂજીની સાનમાંરે. ૧
પોતાની મેળે તરે કોઇ પ્રાણી,
વિચારીને જુઓ વેદની વાણી;
ગુરૂગમ વિના થયા ધુળધાણી,
તો ધારીને દેખજ્યો ધ્યાનમાંરે. ૨
મહા બળ દિસે હરીનીરે માયા,
સકળ બ્રહ્માંડમાં સરખીરે છાયા;
દેવ દાનવને મોહ્યા મુનિરાયા,

તો ઉગરનારાજ ઉગરેરે. ૩
જીવ માયાને જુદાં કરી આપે,
કોટી જનમ કેરાં કુકર્મ કાપે;
અમર કરીને અભેપદ આપે,
તો સદગુરૂ વિના ન સુધરેરે. ૪
પોતે પોતાને જો નવ જાણે,
પરમ પુરૂષને તે શું પરમાણે;
કામ ક્રોધ કેરો અંત ન આણે,
તો ખળશે ચોરાશીની ખાણ્યમાંરે. ૫
કારજ તારૂં તું કરવાને,
વિશ્વપતિજીને જો વરવાને;
ગણુપત ગુરૂજી વિના તરવાને,
તો જીવડા આશા નવ જાણુમાંરે. ૬

પદ ૪ થું.

શુદ્ધ જગ્યા કરી સુરતાને સાંધો,
આસન પદ્મા કરી પગ બાંધો;
કામ ક્રોધ કેરો ટાળીયે વાંધો તો,
નાસાગ્ર દ્રષ્ટીને દેખાયેરે. ૧
એકઠા પ્રાણ અપાનને કીજે,
વ્યાન ઉદાન સમાનને લીજે;
દેહ આત્મા થકી જુદો ગણી જે,
તો અહંબ્રહ્મ એમ ઉચારીયેરે. ૨
નેત્ર મિંચી નિરમાન કરી જે,
પ્રગટ અજપાનો જાપ જપી જે;

વંકનાળ કેરી વાટ વળી જે,
તો દેવ રૂદેમાંહી દેખીયેરે. ૩
સહસ્ત્ર પાંખડી તો સુર્ય આકારે,
તે મધ્યે ચોતરો મણિમય ધારે;
સુરતી મનોહર ચિન્હ અઢારે,
તો ધ્યાન કરીને ધારીયેરે. ૪
નખ શિખ નીરખીયે નીરમળ નેણે,
વહાલપણું વેરાગને વેણે;
સુરતા સાંધો સદગુરૂજીને કેણે,
તો અખંડ પુરૂપરે આરાધિયે. ૫
આતમરૂપ ત્યારે ઓળખાશે,
એ સુરતીમાંહી મન મળી જાશે;
ગણપત સોહંગ શ્વાસોશ્વાસે,
તો સચરાચરમાં સંભારીયે. ૬

પદ ૫ મું.

સદગુરૂ શ્રીપતિને શીશ નામી,
પુરવની પ્રીત્યે અમર વર પામી;
વેદના સઘળી વેરાગથી વામી,
તો આનંદ સાગર આવિયોરે.
વસંત વધામણી વેગેથી આવી,
પલ્લું પ્રભુજીનું લાવ્યું પેહેરાવી;
સત શણગાર સહિત સોહાવી,
તો શોભા પુરૂષ મને ભાવિયોરે. ૧
પુન્ય પવિત્રાં અશોક અંગુઠી,

જગત માયા સહુ થઇ ગઈ જુઠી;
અચાનક ઉરમી અંતરમાં ઉઠી,
તો સત સ્વામિના શણગાર ધરૂંરે;
કરૂણાનાં કલ્લાં ને તપ કેરા તોડા,
શાન્તિના સાંકળાંના બેઉ જોડા;
અનુભવના મળીયા અંકોડા,
તો હરખ હવેલીમાં હું ફરૂંરે. ૨
ચતુરાઈ ચણીયો પ્રેમ પટોળી,
હેત હેમ કેરા હારડા ખોળી;
મન મંદિરિયું લીધું છે ધોળી,
તો કૃષ્ણ કંચુકી કોડશું રે;
પ્રીત પાટીયાં મુક્તિની માળા,
રસીક ચુડા ચતુરાઇના રૂપાળા;
ગુરૂગમ કુંચી ઉઘડીયાં તાળાં,
તો જગપતિ કેરી જોડશું રે. ૩
અનુભવ અંજન આંખમાં કરિયાં,
મંગળ મોડ માથાપર ધરીયાં;
વિઠ્ઠલવરને અમે તો વરિયાં,
તો અનહદ વાજાં વાગીયાંરે;
જ્ઞાનનાં ગીત ગવાણાં તે વેળા,
ભાવિક સંત થયા છે ભેળા;
ગણપત ગુરૂના મળીયા છે મેળા,
તો કુડીયાં કપટીયાં ભાગીયાંરે. ૪

( ભજન રાગ લાવણી. )

પદ ૧ લું.

શીષ્ય પુછે છે સદગુરૂ રાયા,
ભુલ્ય ભ્રાંત્ય ભાગો મારી;
આરે જગત ઇશ્વરે ઉપાયું,
પહેલો નર પેહેલી નારી. શીષ્ય૦ ૧

બીજ વૃક્ષ બેમાં કોણુ આદી,
જીવશિવમાં પેહેલું કોણુ કહાવે;
કર્મને વશ જીવ જીવને વશ કર્મ,
તેનો ભેદ કોઇ બતાવે. શીષ્ય૦ ૨

અગ્નિ બાળી નવ શકે,
વળી વાયુ થકી નવ સોષાયે;
જળમાંહી કદી નવ કોહે,
શસ્ત્ર થકી નવ છેદાયે. શીષ્ય૦ ૩

નાદ બુંદનો જોગ છે કેવો,
નિરાકાર કોને કહાવે;
દેહ જીવ બે જુદાં પડે ત્યારે,
કાળ આવીને શું ખાવે. શીષ્ય૦ ૪

મારૂતનું તો મુળ બતાવો,
ક્યાંથી આ દુનિયાં આવી;
કહે ગણુપત ગુરૂ દેવ બતાવો,
પ્રશ્ન પુછું તમને ભાવી. શીષ્ય૦ ૫

પદ ૨ જું.

આદીરે કરતા છે અવિનાશી,
કૈવલ્ય ધામ કેરે માંહી;
ભોમારે નર તેનું નામ કહાવે,
ઉત્પત્તિ કરે બેઠા ત્યાંહી. આદીરે૦ ૧
નરમાંછે નારી ને નારીમાં નરછે,
જુગતી એની છે જોડે;
વૃક્ષમાં બીજને બીજમાં વૃક્ષછે,
કહું છું ભાઇ તમને કોડે. આદીરે૦ ૨
જીવ શીવ બે છેરે અનાદી,
પરમ શિવ પેહેલો કહાવે;
કેરમ જીવ એ બે છે જોડે,
સાથે શરીર છાયા થાવે. આદીરે૦ ૩
અગ્નિ બાળી ન શકે આત્મા,
મારૂત મુળ નાભી માંહી;
નાદ બુંદતો પુરૂષ પ્રકૃતિ,
નિરાકાર આતમ ભાઈ. આદીરે૦ ૪
દીન રજની એ બે છે સાથે,
કૈવલ્યથી દુનિયાં આવી;
દેહ પડે કાળ સુરતાને ઝાલે,
ગણુપત ગુરૂગમ બતાવી. આદીરે૦ ૫

પદ ૩ જું.

એક અચંબો એવોરે દેખ્યો,
અર્ક વિના જ્યાં ઉજીયાળા;

વણુ વાદળ જયાં વિજળી ચમકે,
જળધર વિણુ વરસે ધારા. એક૦ ૧
બુદ્ધિરે મનનું બળ નવ ચાલે,
શામ અખંડ રમે જયાંહી;
ગાંધર્વ વિના વાજાં વાજે,
ઘોર શબ્દ ગાજે ત્યાંહિ. એક૦ ૨
પાળ વિના જયાં પાણી ભરીયાં,
બીજ વીના તરૂવર ડોલે;
અનહદ નાદ ઉઠયો એ વેળા,
વાણી વીના હંસો બોલે. એક૦ ૩
શુન્ય શીખર ગઢ દીઠા મીઠા,
જળહળ જયોતિ જયાં જાગી;
નર નારીની નથી નીશાની,
અલક પુરૂષથી લેહે લાગી. એક૦ ૪
ઘંટાનાદ ગગનમાં ગાજે,
ઘુઘરી કેરો ઘમકારો;
કહે ગણપત ગુરૂ દેવ બતાવ્યો,
દેખો દેશ એ અમારો. એક૦ ૫

( રાગ ભજન. )

પદ ૧ લું.

આજ આણુંદ મારા ઉરમાં આવ્યો,
અનુભવ સાગર છોળ્યારેજી;
નિગમ જેને નેતીરે કહેછે,

ખલક પતિને ખોળ્યોરેજી. ૧
વિંશતિ એક હજાર છસે દમ,
ઉઠે નાભીની માંહીરેજી;
સ્વર ધુનિ ચાલી સોહં સાથે,
શુન્ય શીખરગઢ જ્યાંહીરેજી. ૨
નખશીખ માંહી ભરપુર ભાસ્યો,
જેસો ચીદાકાશીરેજી;
સ્થુળ સુક્ષમ કારણ જે કહાવે,
તેનો પુરણ પ્રકાશીરેજી. ૩
એક અખંડ તુરીયાતિત માંહી,
કોણ શિવ કોણ જીવારેજી:
બ્રહ્મની ફેરૂ વ્યાપી ઘટ ભીતર,
રોમરોમમાં દીવારેજી. ૪
પ્રગટ જાપ અજપા જપીયે,
નિરખે નુર અપામારેજી;
ગણપત એક ઓંકાર અનાદી,
એ ગુરૂદેવ અમારારેજી. ૫

પદ ૨ જું.

હમ પરદેશી આ દેશે આવ્યા, દેશી ન દેખ્યા અમારારેજી;
દેશી અમારા અમને મળે તો, તેને કહું સમાચારારેજી. ૧
વણુરે વાદળ જ્યાં વિજળી ચમકે, કોટી મેઘ મલ્હારારેજી;
અમૃત સઘળે આભજ છાયો, અસંખ્ય વરસે ધારારેજી. ૨
અગમ પુરીની રીત અગમ છે, વિના અરક અજુવાળારેજી;

ભંડાર કોટી ધનના ભરીયા, નહી કુંચી નહી તાળાંરેજી. ૩
જગમગ જોત્ય નીરંતર ઝળકે, વીના સમુદર પાણીરેજી;
કોટી રવી શશીથી તેજ કહાવે, વીના શબ્દ જ્યાં વાણીરેજી. ૪
પરમ શુન્યમાં પરમ તુરીપદ, પરમ પુરૂષ દેખાયારેજી;
ગણુપત કોટી જગ જ્યાં જાયા, તે ગુરૂગમ પદ પાયારેજી. ૫

## પદ ૩ જું.

પ્રથમ જ્ઞાનીને પ્રશ્ન અમારો, શુન્ય ઉપર શું હોઇરેજી;
અષ્ટ સમાધી સઉકો જાણે, નવમી બતાવો કોઇરેજી. ૧
ચાર વેદ તો જુગમાં ચાલાવા, પાંચમો કોણ કહાવેરેજી;
ઘટ મઠ મહદા ચાંદા કહાવે, તાપર કોઈ પરખાવોરેજી. ૨
કયાં રહી કોટી ઇંડ ઉપજાવે, દેશ તેનો દરસાવોરેજી;
જીવ ઇશ્વર માયા બ્રહ્મ કહાવે, તેથી જુદાને જોવોરેજી. ૩
ચારે પ્રશ્નમાં તો ચીંતારે થાવે, પંચમે અનુભવ આવ્યોરેજી;
એક થકો અનેક થઇને, અનેક એકમાં સમાવ્યોરેજી. ૪
પંચમા પદમાં પુર્ણાનંદા, નહિ જપ તપ કે ધ્યાનીરેજી;
કહે ગણુપત કોઈ ગોતી કાઢે, એહી સંતગુરૂ જ્ઞાનીરેજી. ૫

## પદ ૪ થું

શબ્દ બ્રહ્મકી સુરતા સાંધી, ફોડી ચલી બ્રહ્માંડારેજી;
સગુણ નિર્ગુણ સંશે ટળિયા, ચડીયા તે અકલ અખંડારેજી. ૧
સોહંગ સોહંગ હુવા એકઠા, અટકે હુવા મન બંડારેજી;
ગેબી ધુન્ય ઘોર ગાજે ગગનમાં, નિર્ભય નિર્ગુણ ઝંડારેજી. ૨
ઝળહળ જ્યોત નિરંતર ઝળકે, પુરણ પુરણાનંદારેજી;
ભેદ અભેદ કછુ નહિ દીસે, છુટ ગયા ભવ ફંદારેજી. ૩

ઉનમુનિ ઘેરે અજર ઝરે, જ્યાં ઝાલરીના ઝણકારરેજી;
નિરાધાર આધારકુ નિરખ્યા, ઘુઘરીના ઘમકારરેજી. ૪
શેષ દલપર કમળમેં ભમરા, ઘોર કરત ગુંજારારેજી;
કહે ગણપત કોઈ ખોજકે દેખે, સો ઉતરે ભવપારારેજી. ૫

પદ ૫ મું.

પરમ કુલાંટમાં ખડકી દેખી, અજબ તમાસા વાંહિરેજી;
દોઢીનો દરવાજો ભેદી, જાવું અલેપદ જ્યાંહિરેજી. ૧
અજબી સ્થાન અઢારેમાં આંટી, નવ દસમાં સમાયારેજી;
વિંશતિ એક બ્રહ્માંડ કે માંહી, જ્યાંહી વસે ગજરાયારેજી. ૨
અગમ ભેદને અગમ વાણી, અગોચર ગોચરાયારેજી;
સગુણ નિર્ગુણ નિર્ગુણ સગુણ, સંશે સર્વે સમાયાજી. ૩
આકાર તે નિરાકાર થયા ભાઈ, નિરાકાર આકારરેજી;
અહંકાર તે આકાશ થયા ભાઈ, આકાશ છે અહંકારારેજી. ૪
ભેદ હતો તે અભેદ હુવો ભાઈ, અભેદ ભેદમાં આયારેજી;
અહંબ્રહ્મરૂપ સકળમાં દેખ્યા, ગણપત ગોપ સમાયારેજી. ૫

(ભજન-ધન્ય ગુરૂદેવા મારા ધન્ય ગુરૂ દાતારે-એ રાગ.)

પદ ૧ લું.

આદિ અવિનાશી વાલા અક્ષરવાશીરે,
અરજી આ ઉરમાં ઉતારોજી;
આરાધ આપનો આજ આદરૂં,
તો ત્રીકમ ભવજળ તારોજી. આદિ૦ ટેક.
પૃથ્વી તું પાણી તું તેજ ત્રિલોવન,
પવન આકાશ દીસે પોતેજી; આદિ૦ ૧

ઝાડ તું પહાડ તું વાડ વિશ્વંભરા,
મેરૂ થકી પણ મોટોજી;
સ્થળ સુક્ષમને કારણ કહીએ તો,
છોટા થકી પણ છોટોજી. આદી૦ ૨
માત તું તાત તું ભ્રાત તું ભુધર,
બળવંત તું દીનબંધુજી;
ગંગા તું જમના તું સરીતા સરોવર,
સરજ્યો સંસાર સુખ સિંધુજી. આદી૦ ૩
પરાને પાર તું બાવન બહાર તું,
બાહર ભીતર બોલેજી;
દાનવ માનવ દેવ તું દેવા તો,
તારે નથી કોઈ તોલેજી. આદી૦ ૪
ઘાટ તું ઠાઠ વૈરાટ વખાણું તો,
સર્વે સુંદર શ્યામજી;
અકળ સકળ તુંને કોઇ કળે નહિ,
ગુણ ગાયા ગણપતરામેજી. આદી૦ ૫

પદ ૨ જું.

ધન્ય ધન્ય કરતારે ભવ ભય હરતારે,
ધરતા ધરણી આકાશજી;
એકથી અનેક પ્રગટીયો પોતે,
તું ઘટ ઘટ વશીયો વાસજી. ધન્ય૦ ટેક.
સગુણ તું નીરગુણ સૌનો સ્વામી,
તો પાર શકે કોણ પામીજી. ધન્ય૦ ૧

ધ્યાન તું જ્ઞાન તું મનનારે મોહન,
સત્ય સમાધીમાં શોભેજી;
જોગી તું ભોગી તું વસ્તીને વન વસે,
લક્ષણ જોઈ મન લોભેજી. ધન્ય૦ ૨
કાળનો કાળ તું અજાનો પાળ તું,
જારણ મારણ જેહજી;
મોહન સ્થંભન વળી વસીકરણ તું,
ઉચ્ચાટન કહાએ એહજી. ધન્ય૦ ૩
વૈકુંઠવાસીતું પુરણપ્રકાશીતું ઠાકોરજી;
ગોલોકવાસી તું ગોકુળ આવીરે,
ચતુર્ભુજ માંખણ ચોરજી. ધન્ય૦ ૪
જાગ્ય તું જગનારે જીવન,
કળીમાં છવાઇ રહ્યા કેમજી;
ગણપત કહે ગુરૂ દેવ દયા કરો,
પુરણ રાખો પ્રેમજી. ધન્ય૦ ૫

પદ ૩ જું.

દેવના દેવ સુરનર કરે સેવારે,
ભક્તવત્સળ ભગવંતજી;
પંડીત પુરાણી ગાય વેદ વખાણીરે,
સમરણ સાધે સંતજી. દેવના૦ ટેક.
કળી રહ્યા કોપીલાજ મરજાદ લોપીરે,
વારે ચડો વનમાળીજી;
દેખીયાં ગાય સંત બ્રાહ્મણ દુઃખીરે,

ભાવટ ભાગોને ભાળીજી. દેવના૦ ૧
નમો નમો જગનાથ નીરંજન,
ભવ ભય ભંજન ભુપજી;
જગનારે કારણ કષ્ટ નિવારણ,
તારણ સુખરૂપજી. દેવના૦ ૨
ભરપુર ભરીયો ડહાપણ દરીયો,
ઠરીયો તે સર્વે ઠામજી;
દાસ જાણી પુર આશ પુરૂષોત્તમ,
કર હરીજનનાં કામજી. દેવના૦ ૩
મનનોરે મેળો ભાવ ભક્તના ભેળોરે,
કળી શકે નહીં કોયજી;
આપો મતી એવાં કીરતન કરીએ તો,
સમજણ સાધન સોયજી. દેવના૦ ૪
તન મન વારી કરૂ ભક્તિ તાહારીરે,
ધારીને અક્ષરધામજી;
વિશ્વાસીને વાલા દગો ન દીજે તો,
ગુણ ગાય ગણપતરામજી. દેવના૦ ૫

પદ ૪ થું.

તન તરવેણીમાં તીરથ મોટુંરે,
નિરમળ મનથી જે નહાયજી;
પ્રાગને પાંદડે પોઢયા પરિબ્રહ્મ,
દેવનાં દરશન થાયજી. તન૦ ટેક.
ઇંગળાનેપિંગળામધ્ય સુષુમણારે,

સુર્ય ચંદ્ર ને અગ્નિ દેવજી;
ભુત ભવિષ્ય વર્તમાનને ભાખેરે,
સેવક થઇને કરો સેવજી. તન૦ ૧
એના ઉપર શુન્યની શોભારે,
ઉઠે અનહદ નાદજી;
પંચરંગીત્યાંજયોતીહયોપરખીરે,
જોતાં જાય વિવાદજી. તન૦ ૨
ત્રિકુટી કમળથી ત્રણ તસુપર,
ચંદ્રામૃત ઝરે જયાંહજી;
તેને નીચે છેએક નાગણી સંતોરે,
પડે તેના મુખમાંયજી. તન૦ ૩
ધ્રુવ મંડળથી ધારીને જોજોરે,
દ્વાદસ આંગળ દેશજી;
શહસ્ત્ર પાંખડી સુર્ય આકારેરે,
મધ્ય તે પરમ મહેશજી. તન૦ ૪
એ ને બારથી[૧] સાત[૨] ને ચારથી[૩],
ન્યારો એ તો થાયજી;
કાળનું ત્યાં કાંઇ ન ચાલેને,
ગણપત એ ગુણ ગાયજી. તન૦ ૫



# અથ. સુમતિનો વિવાહ પ્રારંભ.



( રાગ ધોળ. )

પદ ૧ લું.

પ્રથમ પુજુ પ્રીતેરે, સતગુરૂ રૂડી રીતેરે,
સુમતિ વિવાહની કહુ વારતારે. ૧
પીતા છે વિવેકરે, બુદ્ધિમાતને કરે નેકરે,
નરનારી નિત્ય વિચારતાંરે. ૨
વરજોગી કન્યાયરે, થઇ ન રખાયરે;
જુઓ ને જગત થકી વર રૂડોરે. ૩
વિવેકને વિચારરે, બન્યો બંધુ સારરે,
ખોજ કરીને વર ખોળતારે. ૪
ત્યાંથી ચાલ્યા જાયરે, જન તપ માંયરે,
મહરને ગાંધર્વ લોકો પરવર્યારે. ૫
સત્યદેવ લોકરે, જુએ છે વિવેકરે,
મેરૂ મુકી લોકા લોકે આવિયારે. ૬
આવ્યોત્યાંઅંધકારરે,આગળતેજઅપારરે,
અરધ ઉરધ કેરા ઘાટમાંરે. ૭
મધ્યે મહા શુન્યરે, ભેદી મહા પુન્યરે,
અક્ષર મુકી પરમ અક્ષરે પોંચીયારે. ૮
પીંડ ને બ્રહ્માંડરે, જોયાં કોટી ઇંડરે,
સુમતિ સરીખો વર ના મળ્યોરે. ૯
અમરાપુરની વાટરે,ચઢીયાઅવઘટઘાટરે,

હદ મેલી બે હદમાં આવિયારે. ૧૦
ત્યાંસદચિદઆનંદરૂપરેકોટીકામઅનુપરે,
સોહં સ્વામી ભાવ થકી ભેટીયારે. ૧૧
કબુલ કંકુ સારરે, મનની મહોરો ચારરે;
સત્યનું શ્રીફળ આપ્યું હાથમાંરે. ૧૨
હૈડે પામી હામરે, ગાયે ગણુપતરામરે;
સગાઈ કરીને ઘેર સંચર્યારે. ૧૩

( રાગ ધોળ વધાવો. )

પદ ૨ જું.

સુમતિ બાઈનાં લગન સોહામણાં,
એમને પરણે છે આત્મરામ;
વધાવો ગુરૂજ્ઞાનનો. ૧
ઈંદ્રિ શૈલ્ય તામ્ર ગભસ્તિ ગણો,
સૌમ્ય ગાંધર્વ કહ્યા જેહ. વધાવો૦ ૨
વરૂણ ભરતખંડ મન ભાવિયો,
સૌને કહાવીયે બેઉ કરજોડ. વધાવો૦ ૩
નવ ખંડમાં મોકલો નોતરાં,
એના આવશે દેવ સમસ્ત. વધાવો૦ ૪
દયા ક્ષમા કરૂણાને કહાવીયે,
ભક્તિ મુકલી વીના ન સરે અર્થ. વધાવો૦ ૫
શાન્તા તે સખીયો સોહામણી,
વૃદ્ધ માતાની વૃત્તી છે નામ. વધાવો૦ ૬
પિંડબ્રહ્માંડે વધામણી મોકલો,

થાય જુગમાં તે જયજયકાર. વધાવો૦ ૭
ગુરૂ સંતની માગીયે સહાયતા,
ગુણ ગાય તે ગણુપતરામ. વધાવો૦ ૮
( ધોળ—વરતો બહુરે રંગીલો વરતો બહુરે હુશીલો—એ રાગ. )

## પદ ૩ જું.

ધર્મ જ્ઞાન ભકતી વૈરાગ્ય થાંભલારે,
ગગન ચંદરવો શોભે ચારે પાસરે.
મંડપની શોભા બર્ણારે. ૧
જરણા ઝંમર જોડાજોડે બાંધીયારે,
હરણ હાંડીયો હારોહારરે. મંડપની૦ ૨
ત્યાં તો અનહદ વાજીંત્ર વાગીયાંરે,
દેખો રવી શશી દીવીદારરે. મંડપની૦ ૩
અઢાર ભારનાં તોરણ ઓપતાંરે,
દીપે નવ લખ દીવા તેણે ઠામરે. મંડપની૦ ૪
મંગળ ધુની ત્યાંગીતગાયમાનુનીરે,
બુદ્ધિ બાઇનો હરખ ન માયરે. મંડપની૦ ૫
હરી રસનો માણુકથંભ રોપીયોરે,
અવળાઈ ઉકરડી બારીભુમી માંયરે. મંડપની૦ ૬
નવીન રંગ નારાયણ નામનોરે,
ચીત ચીત્ર કરી રહ્યાં તે ઠામરે. મંડપની૦ ૭
મોક્ષ મારગની વાટે વળાવીયોરે,
ગુણ ગાય તે ગણુપતરામરે. મંડપની૦ ૮

( ઘોળ—આછારે ઘુઘટ વહુને વાલેરા લાગે—એ રાગ. )

પદ ૪ થું.

ગ્રહ શાંતી કરવા બુદ્ધિબાઈ બાજઠે બેઠાં,
પંચ વિષયનાં પક્ષાં કીધાં હો પ્રાણીયા,
ગાવેરે ગીત ગુણવંતી ગોરી. ટેક.
કામ ક્રોધ કેરાં લાકડાં લાવો,
ગર્વનાં ઘી હોમાવો પ્રાણીયા. ગા૦ ૧
ગરૂડ ગાંધર્વ યક્ષ કીન્નરને કહાવો,
વિદ્યાધરને તેડાવો હો પ્રાણીયા. ગા૦ ૨
રવી શશી ભોમ બુધ ગુરૂ ગુણવંતા,
શની શુક્ર પુજે ટળે ચિંતા હો પ્રાણીયા. ગા૦ ૩
શેષ શંકર શકતી વીષ્ણુ વીવેકી,
પંચ દેવ સેવો નેકી હો પ્રાણીયા. ગા૦ ૪
જુઠના જવ તલ જરૂર હોમાવો,
અવસર નહી આવે આવો હો પ્રાણીયા. ગા૦ ૫
ગણુપત કહે ગ્રહ શાન્તીને કીજે,
મનુષ્યાં જન્મ લાહાવો લીજે હો પ્રાણીયા. ગા૦ ૬

( રાગ ઘોળ. )

પદ ૫ મું.

ચાક વધાવાને ચીતડું હો કીધું,
કરમ ધરમ આક્ષાણું લીધું;
મતીરે કુંભારીને આપવારે. ૧
શાન્તી બુદ્ધી સાથે ગીતડાં ગાતાં,

વરદ્યો ભરવા કુંભારી ઘેર જાતાં,
કરૂણાના કુંભ મંગાવીયારે. ૨
બ્રહ્મ જ્ઞાન રૂપી ભારે છે દરિયો,
ત્યાં જઇને ગુરૂજ્ઞાનવરદ્યોરે ભરીયો,
સંશે ને શોક ટળી ગયારે. ૩
બોલાવો ગરીબાજી નાની વહુવારૂ,
કરૂણાના કુંભ ચડાવાને સારૂ,
આ પણ ચાર વરદ્યોલેઈ શોભીશુંરે. ૪
ગમનો ગોતરડો ગરીબવહુએ લીધો,
શાન્તી ને બાઇને સાદજ દીધો,
ટેકને તોરણ આવીયારે. ૫
ગરીબાજી વહુ કહેહું કુંભનહીં ઉતારૂ,
આપો મુને કાંઈ સારામાં સારૂ;
હરીગુરૂ સંતની સેવનારે. ૬
ધન્યરે ગરીબ વહુ ભાગ્ય તમારૂ,
હરી ગુરૂ સંત સેવે સુખ સારૂં;
જેથી પરમપદ પામીએરે. ૭
એટલે ગરીબ વહુએ કુંભ ઉતાર્યો,
આપો બુદ્ધીબાઈ લાગ હમારો;
ગણપત ગુરૂ ગોવીંદનેરે. ૮

પદ ૬ ઠું.

આવી આવી અગમ પુરીની જાનરે,
મન માતંગે બેઠા છે શ્રી ભગવાનરે. ૧

લ્હે લુણારી વરજીને લુણ ઉતારેરે,
જેજેકાર થઈ રહ્યા જુગસારેરે. ૨
દશ બારીને બંગલે કરીયા મુકામરે,
જશ રૂપી છે જાનીવાસાનું નામરે. ૩
નિરગુણ વરને પ્રેમ પાથરણાં દીધાંરે,
ભાવિક ભકતે દોડીને દરશન કીધાંરે. ૪
વાલાજીનાં વેદ કરેછે વખાણરે,
ગુરૂગણપતનોદીસેછેચતુરસુજાણરે. ૫

( અનીરૂધજીની ઘોડલી એ રાગ. )

## પદ ૭ મું.

આવ્યા સોહં સ્વામી સુજાણ, સામૈએ સંચરો;
બુદ્ધિબાઇને માથે છે મોડ, નામણુ દીવો કર ધર્યો. ટેક.
શાન્તાઈ લીધાં સુખડાંરે, જરણા ઝારી શીષ;
જ્ઞાનરૂપીપાણીગોળનુંરે,ચાલ્યાંજમાડવાનેજુગદીશ. સા૦ ૧
ભેટયો કીધી ભાવનીરે, મળ્યા વિવેક વેવાઈ;
તનમનધનઆરોપીયાંરે,જેણેજગપતિકીધાજમાઈ. સા૦ ૨
મન કામના કંકાવટીરે, ચાંદલો કીધો કપાળ;
નામ નાકને તાણીયુંરે, ત્યારે હશીયા દીનદયાળ. સા૦ ૩
ગાય ગીત ત્યાં ગોરડીરે, સારા સુંદર શ્યામ;
મન હરખ્યાં મહાજન તણાંરે,ગુણગાયે ગણપતરામ. સા૦ ૪

## પદ ૮ મું.

જુઓ જુઓ જગતના લોક;
વરઘોડો નિર્ગુણ નાથનો;

જેનું નામ જપે નરનાર,
મેળો સંત સાથનો. ટેક.
પંચરંગી છે ઘોડલીરે,
પ્રેમ તણાં છે પલાણુ;
લક્ષ લગામ નીજ નામનીરે,
બેઠા સોહંગ ચતુર સુજાણ. વરઘોડો૦ ૧
તેજ તોપમાં દમનો દારૂ,
પ્રેમ પલીતા પાય;
ભજન ભડાકા ભાવનારે,
તેણે કુડ કપટ ઉડી જાય. વરઘોડો૦ ૨
અરિખ્યા વાડી ઓપતીરે,
ફરતાં ફુલ અપાર;
કામ ક્રોધને મમતા માયા,
લુંટાવી દીધાં તે વાર. વરઘોડો૦ ૩
પ્રીત પખાજ ભેર ભુંગળોરે,
સરણાઇ વાગે સાર;
કરમની કોઠીયો ફાટીયોરે,
ભલાઈ ભુંગળાંના ભભુકાર. વરઘોડો૦ ૪
જ્ઞાન ઘોડાને કુદાવતારે,
અલબેલો અસ્વાર;
નિર્ભય નિશાન શોભી રહ્યાંરે,
ઉડે આતસબાજી અપાર. વરઘોડો૦ ૫
અનહદ વાજાં વાગીયાંરે,
આનંદ અદકો થાય;

ટેક તોરણે આવીયારે,
ગુણ ગણપત વરણવી ગાય. વરઘોડો૦ ૬

( રાગ ધોળ—સર્વે સખી જીવન જોવાને ચાલોરે—એ રાગ. )

પદ ૯ મું.

સોહંજીને બુદ્ધિ સાસુ છે સારીરે,
પોંખવાને આવી છે દેવ મોરારીરે. ૧
ધર્મનું ધુંસળ રીત રવૈયોરે,
અભિમાન ઈંડી પીંડીને સરીયોરે. ૨
મોહ મુસળ ત્રાકને તોરણ અડાડીરે,
અમ્મરવરનેજગતનીરીતદેખાડીરે. ૩
કુટીલતાનાંકોડીયાંભાગીનેઆજરે,
ગણપતગુરૂતોમાહ્યરેઆવ્યામહારાજરે. ૪

( રાગ ઉપર પ્રમાણે. )

પદ ૧૦ મું.

હાંરે સુમતિ કન્યાનું સાજન સારૂંરે,
સિદ્ધિબુદ્ધિશાન્તાનેઅક્કલવહુવારૂરે. ૧
જાનૈયાને જમવાને ઉઠાડોરે,
ભાવતાં ભોજનીયાં પીરસાવોરે. ૨
પ્રેમ પડીયાને પ્રીત પતરાળીરે,
સોહંવરના સારૂ સોનાની થાળીરે. ૩
બહુનામીને બાજઠીએ બેસાડોરે,
કળસ કંચનના તે નીરે ભરાવોરે. ૪
ઘેબર ઘારી કચોરી કંસારરે,

પુરી પેંડા સુંદર સેવો સારરે. ૫
પોળી લાડુ પકવાનનો નહિ પારરે,
છુટા દળમાં ગુણીએ તે ઘીની ધારરે. ૬
શીરો સુખડી છુટી દાળ વઘારીરે,
અડદ તુવેરની દાળ ઉકાળી સારીરે. ૭
ચણા ચોળા વાલ વટાણા સોહીએરે,
વડી વઘારી પાપડ મઠીયાં જોઇએરે. ૮
આ ફુલીંબુમરચાનાંઅતિશેઅથાણાંરે,
છત્રીશાં શાકનાં ભરીયાં ભાણાંરે. ૯
કુર કમોદનો કીધો છે કોડેરે,
જાનૈયા તો જમે છે જોડાજોડેરે. ૧૦
મુખવાસ મન માન્યો મંગાવીરે,
પાકા પાનની બીડી આપો બનાવીરે. ૧૧
તજ ઇલાયચી ઉપર દીજે લાવીરે,
કેશર કસ્તુરી માંહી મેળાવીરે. ૧૨
લવીંગ સોપારી જાવંત્રીને ભેળીરે,
ગાવા ગીત માનુની સઘળી મળીરે. ૧૩
સુંદર વરની શોભા કહી નવ જાયરે,
ગુણ તેના ગણપત વરણવી ગાયરે. ૧૪

( ઓ રામ શ્રીકૃષ્ણ દ્વારિકામાં જઇને રહ્યા—એ રાગ. )

પદ ૧૧ મું.

હવે સુમતિને શણગારીયાં, શોભા બની નખશીખરે,
મરજાદ આમો માહ્યરે, લાવીયા તેને દીશરે;

ભક્તિ રૂપી ઘાલી વરમાળ, મંગળ ગાય માનુની. ભ૦ ૧
મધુપરક મન હરખનો, વિધિ વેદ ભણતા જાયરે;
ગુરૂગમ છેડા ગાંઠીયા, સુમતિનો હરખ ન માયરે,
ભક્તિરૂપી ઘાલી વરમાળ, મંગળ ગાય માનુની. ભ૦ ૨
ચારે દેહની ચૉરી કરી, ચાર વાણીની ચાલી ધુન્યરે;
મનોહર બેઠા માહ્યરે, મારૂં પુરવ કેરૂં પુન્યરે. ભ૦ ૩
બુદ્ધિયે મોડ માથે ધર્યો, દે વિવેક કન્યાદાનરે;
અમરવરને ઓળખ્યા, સદગુરૂયે આપ્યું જ્ઞાનરે. ભ૦ ૪
જાગ્રત સ્વપ્ન સુષોપ્તિ, તુરીયા ત્યાં વરતાયરે;
મંગળ વરત્યાં મોક્ષનાં, આનંદ અદકો થાયરે. ભ૦ ૫
હાથેવાળો મેળવ્યો, લાગ્યું ચતુરવરશું ચીતરે;
ગેબી નગારાં ગડગડયાં, ઉઠયા પરણીને અદ્વૈતરે. ભ૦ ૬
પંચ કોષની પાલખી, બેશીયાં નર ને નારરે;
ગુરૂ ગણેશને પુજવા, ચાલીયાં તેણી વારરે. ભ૦ ૭
મન મેઢળને છોડીયું, સોંપ્યું સદગુરૂને હાથરે;
ગુરૂજી ગણપતરામના વર્યા સુમતિ વૈકુંઠનાથરે. ભ૦ ૮

( ગોરસવાળી ગોપીકા, મહી વેચવા ચાલી—એ રાગ. )

## પદ ૧૨ મું.

સુમતિબાઇ સોહામણી, સાસરીએ ચાલી;
બળવંત બહુનામી તણું, બાનું બાવડી ઝાલી. ૧
ખટ ચક્રની કરી યોજના, વંકનાળની વાટે;
અનહદ ધુની ઉપડી, ત્રીકુટીનેરે ઘાટે. ૨
પંચરંગી ત્યાં દીવડો, જ્યોતી જળહળ જાગી;
બ્રહ્મલોચન ત્યાં ઉઘડયાં, વહાલા થયા વિતરાગી. ૩

શુન્ય શિખર શોભા ઘણી, કોટી ભાણુ પ્રકાશી;
અધર સિંહાસન ઉપરે, બેઠા શ્રી અવિનાશી. ૪
વણ વાદળ ત્યાં વીજળી, વણુ રવિ અજવાળું;
સોહં સ્વામી સર્વમાં, એક સરખા ભાળુ. ૫
ઘંટા નાદ ગગનમાં, જોગ ઝાલરી વાગી;
સદગુરૂ શાને ઓળખ્યા, લેહ લક્ષમાં લાગી. ૬
અરસપરસ એક એકમાં, મેળો મુખ્ય મુકામે;
સરીતા સાગરમાં ભળી, ગાવું ગણુપતરામે. ૭

ઇતિ શ્રી સુમતિબાઇનો વિવાહ સંપુર્ણ.

## અથ પ્રભાતિયાં લિખ્યતે.

( રાગ ઝુલણા છંદનો—તને રોકી રહી રાધિકા રંક જાણ્યો—એ રાગ. )

### પદ ૧ લું.

કરણી કીરતાર સંસાર કેવો કર્યો,
પ્રાણી ભવ પાર તો કોઇક પામે;
કર્મ અકર્મ વિકર્મ વ્યાપી રહ્યાં,
સુલથી ચઢયા જુડે ભામે. કરણી૦ ટેક.
પૃથ્વી ને પાણી વળી તેજ પવન તે,
અકળ આકાશ એ સકળ શોભે,
દીસતા દિવ્ય તારા અતી ઓપતા,
ભાણુ શશિ ભાળીને મન લોભે. કરણી૦ ૧
જળતણા બિંદુના દેહ આ દેખી લ્યો,

જીવ જમાવિયો જુક્તિ કેવી;
હાડ માંસ નાડી ત્વચા રોમ,
એ ઈંદ્રીઓ આપી દશ ઈશ એવી. કરણી૦ ૨
પીંડ બ્રહ્માંડમાં એક રચના રચી,
બાહાર ભીતર કોક બુઝે;
સાચ કે જુઠ એ કાંઈ કહેવાય નહિ,
જાહેર જગતમાં લોક ઝુઝે. કરણી૦ ૩
ઝાડને પહાડ જળ જુવોને સમુદ્રનું,
હદ મેલી નવ આઘુ આવે;
ખટરસ ખલકમાં બીજ વાવે બને,
આંતથી ભાવીજન સર્વે ખાવે. કરણી૦ ૪
વ્યાપક એક આ વિશ્વમાં શ્રીહરિ,
સગુણ કે નિરગુણ નામ કહિયે;
દાસ ગણપત તણી આશાપુર શામળા,
ચરણને પુજવા શરણ રહિયે. કરણી૦ ૫

પદ ૨ જું.

જાગીને જોને તું જીવ ગુરૂ જ્ઞાનમાં,
ભાવે ભગવાનની ભક્તિ કરવા;
તનને મન વળી ધન તારૂં નથી,
ત્યાગ તૃષ્ણા ભવસિંધુ તરવા. જાગીને૦ ટેક.
ભક્ત ભગવંત વળી સંતને સદગુરૂ,
રૂપ છે એકને નામ ન્યારૂં;
ચારનો સાર સંસારમાં સમજવો,
તે થકી કારજ થાય તારૂં. જાગીને૦ ૧

જ્ઞાન અજ્ઞાન વિજ્ઞાનને સમજીને,
બુદ્ધિથી તેહની ખુજ કરવી;
દુઃખને સુખ આવી પડે દેહને,
ધ્યાની જન ભક્તને ધીરજ ધરવી. જાગીને૦ ૨
માતને તાત વળી ભ્રાત સુત ભામની,
જામની સ્વપ્નમાં જુઠિ થાય;
જન્મી સંસારમાં ચીત ઘરબારમાં,
અંત્યે તજી તેહને જરૂર જાય. જાગીને૦ ૩
શ્યામને દામ ધણી હામ મારૂં કહે,
રામ વિસારીને કારા કરતો;
જન્મ મરણનો પાર પામ્યો નહીં,
ફોગટ ફંદમાં ચાલે ફરતો. જાગીને૦ ૪
નાર તરવાર અગ્નિ નહીં આપણી,
તાપણી તાહરી તેજ કરશે;
ગણપતરામ શીશનામી નરનારીઓ,
તર્ત ભવસાગર એજ તરશે. જાગીને૦ ૫

## પદ ૩ જું.

ચેત ચેતાવું અચેત નર તુજને,
કાળ વિકરાળની ફાળ ભારી;
અલ્પ અવતાર જમ માર માથે વળી,
માન શિખામણ સુંદ મારી. ચેત૦ ટેક.
દામની જામની જરૂર દેખાય પણ,
એજ અજવાળું કાંઇ કામ નાવે;

તનને ધન જોઈ મન મોજે કરે,
ખલક ખોળી વળી કાળ ખાવે. ચેત૦ ૧
આવિયું દોટમાં સિંહની ચોટમાં,
હરણને મરણ તે કેમ મુકે;
અહિ તણા મુખમાં આવી ઉંદર પડે,
ચપળ તે ચિત્તથી નહીરે ચુકે. ચેત૦ ૨
કરને વિચાર સંસાર સારો નથી,
કહે કથી વેદની એમ વાણી;
પળ ઘડી દીન કે પક્ષ પુરો થયો,
માસ રૂતુ વર્ષ પડે દેહ પ્રાણી. ચેત૦ ૩
નામને રૂપ નર નારીનાં નાશ છે,
આશ તજી વાસ સ્મશાન કરવો;
પાસ કંઠે પડયો કાળના કોપનો,
ધ્યાની જન જ્ઞાનીને ધર્મ ધરવો. ચેત૦ ૪
નફટ નાદાન મુકી માન ભગવાન ભજ,
દેહ નરનો ફરી તેહ નાવે;
ગણપત ગાય ગુણ જેહ ગોવિંદના,
પ્રભુ તણું પરમપદ એજ પાવે. ચેત૦ ૫

## પદ ૪ થું.

કાંક મેં પાપ કીરતાર કીધાં હશે,
આ કળિમાંહી તેં જનમ આપ્યો;
ભક્તનું માન નહી જકત જુઠો થયો,
કુડને કપટ વિશેષ વાપ્યો. કાંક૦ ટેક.

ભુખીને દુખી નંદીત નર નારીયો,
સત્યની વાત કોઈ ન સુઝે;
કામને ક્રોધ મદ મોહમાં મન ફરે,
મલીન મતી મંદ પાખંડ પુજે. કાંક૦ ૧
ચોરીને જારી સૌ જન ચહાતા ફરે,
બોધ કરનારને બોધ આપે;
જીવ વિમુખનું દુઃખ દુનિયાં વિષે,
તુજ વિના કષ્ટ એ કોણ કાપે. કાંક૦ ૨
કળિ તણા કોપમાં લોપ સૌકો થયા,
ભજન ભગવાનનું કેમ ભાવે;
મરણ માંથે ભમે શરણ તો ના ગમે,
અલ્પ આયુષ્ય અભિમાન આવે. કાંક૦ ૩
મુકીને ધર્મ કુકર્મ કરતા ફરે,
મર્મ જાણે નહીં કૃષ્ણ કેરો;
સંત અસંતની રીત સમજે નહી,
ફોગટ ફંદમાં ખાય ફેરો. કાંક૦ ૪
વેદના ભેદનો ખેદ ખાંતે કરી,
લાજ મરજાદ નહીં લેશ લાવે;
દાસ ગણુપત તણી આશ પુર આ સમે,
નાથ સંસારમાં જનમ નાવે. કાંક૦ ૫

પદ ૫ મું.

દીન દયાળ કૃપાળ શ્રીકૃષ્ણનું,
નીત્ય ઉઠી અને નામ લેવું;

પાછલી રાત પરભાતના પોહોરમાં,
કૃષ્ણ તું કૃષ્ણ તું મુખ કહેવું. દીન૦ ટેક.
એજ નિરગુણનિરાકાર મારા નાથજી,
સગુણ થઇ સર્વને સુખ આપે;
પિંડ બ્રહ્માંડમાં પુરણ વ્યાપી રહ્યા,
ભક્તજન કેરાં એ કષ્ટ કાપે. દીન૦ ૧
કળીમાંહી કૃષ્ણ કીરતન કથા જે કરે,
તે નરી તર્ત ભવપાર પામે;
કરિ સતસંગ ભગવંત ભજ ભાવશુ,
ચિત્તની વેદના સર્વ વામે. દીન૦ ૨
અલ્પ આયુષ્ય છે ચેત ચિતડા વિષે,
કાયાનું કામ તો છેક કાચું;
નામ સમાન તપ તીરથ આવે નહી,
શ્યામનું સમરણ માન્ય સાચું. દીન૦ ૩
એણે આ અવનિમાં અનેક લીલા કરી,
ગોકુળ ગામમાં ગાય ચારી;
અસુર સંહારિયા ભક્તને તારિયા,
ધાવતાં માસીને તર્ત મારી. દીન૦ ૪
એ જ અવિનાશ વિશ્વાસીને શીરવસે,
અડગ ઉપાસના જન જાણે;
ગજુપતરામ ગોવિંદ ગુણ ગાઇલે,
જીવતાં મોક્ષનું સુખ માણે. દીન૦ ૫



## પદ ૧ હું.



ચપળ મન ચોર કઠોર તું કર કહ્યું,
રામનું નામ રૂદીયામાં રાખે;
આજકે કાલમાં જમ આવી ઝાલશે,
દાન દેને દયા દીલ રાખે. ચપળ૦ ટેક.
નાર તરવાર ને અગ્નિ નહીં આપણી,
કોપ કરે ત્યારે લોપ થાશે;
સુખમાં દુઃખ અપાર દેખાય છે,
દુખમાં સુખ ગોવિંદ ગાશે. ચ ળ૦ ૧
ત્યાગીઅડભાગીવિતરાગીથઇ વિશ્વમાં,
વશ કરી વરતિયો સંતસેવે;
કાળ તજ ક્રોધતજલોભ તજલાલચું,
દેહ મનુષ્યનો દીધો દેવે. ચપળ૦ ૨
ધામને દામ માની રહ્યો મારૂં,
કોઈ તારે નહીં કામ આવે;
નામ ગુણ રૂપનો નાશ નક્કી થશે,
ભજન ભગવાનનું શે ન ભાવે. ચપળ૦ ૩
દેશ વિદેશ હમેશ ફરતો ફરે,
મોત તુજને નહીં એમ મુકે;
અંતે ભગવંત તને આવી ઉગારશે,
ચતુર થઇ ચીતમાં કેમ ચુકે. ચપળ૦ ૪
દીન દયાળ સંભાળ લે સરવની,
નામ પરતાપથી દુઃખ નાસે;

ગણુપત ગુણુ ગોવિંદના ગાઇ લે,
પ્રગટ પરમાતમા તુજ પાસે. ચપળ૦ ૫

પદ ૭ મું.

જાગરે જદુપતિ આપ ઉત્તમ મતી,
નાથ તને નીરખવા મન મારૂં;
શરણુ રહી ચરણુની નિત્ય સેવા કરૂં,
તરણુ તારણુ કરૂં ભજન તારૂં. જાગરે૦ ટેક.
તાહ્યરે માહ્યરે પ્રીત પુરવ તણી,
કામ કીરતન વિના કાંઇ ન સુઝે;
લોકના થોક મળી ઠોક બોલે વળી,
બેલી બળવંતને સંત બુઝે. જાગરે૦ ૧
જગત જંજાળમાં કાળ માથે કર્યો,
ભાળ લે ભુધરા દાસ ભાળી;
આશ વિશ્વાસ અવિનાશ છે તાહરી,
તન તણું દુઃખ હરી નાંખ ટાળી. જાગરે૦ ૨
કળી માંહી કપટની ઝપટ જબરી થઇ,
લંપટ થયા લોક કરે કરણી કુડી;
ચોરીને જારી વળી ચુગલી ચોંહાતા ફરે,
ભવમાંહી ભાવી કરે વાત ભુંડી. જાગરે૦ ૩
કર તું:કીરતાર રક્ષણુ કળી કાળમાં,
ઉગર્યાનો પ્રભુ આપ આરો;
કામને ક્રોધ વિરોધ સૌ વિશ્વના,
વિષય વિકાર મનમાંથી વારો. જાગરે૦ ૪

ધર્મ શુભ કર્મ વેદ પરમ પદ પામવા,
વામવા દુઃખ સુખ આપ સારૂં;
દાસ ગણપત ગુણ તાહરા ગાય છે,
પ્રભુ મુને આપનું નામ પ્યારૂં. જાગરે૦ ૫

પદ ૮ મું.

મુકીને માન સુણ જ્ઞાન ગોવિંદનું,
સાચ માની કરે સંત સેવા;
પિંડ બ્રહ્માંડમાં પૂરણ પ્રકાશ છે,
વાસ સૌમાં વસે દેવ દેવા. મુકીને૦ટેક.
અજર અમર ઠરે ધ્યાન હરીનું ધરે,
જીવતાં જે મરે નરને નારી;
કૃષ્ણ કિરતન કરે ઠેઠ ઠામે ઠરે,
તર્ત ભવજળ તરે ભક્ત ભારી. મુકીને૦ ૧
વસ્તિ કે વન વસે ધર્મ મારગ ધસે,
હુંને મારૂ જશે જોગ જાણે;
મુક્તિ તેને મળે પ્રેમ ભક્તિ પળે,
વરતિ પાછી વળે મોક્ષ માણે. મુકીને૦ ૨
ભ્રાન્તિને ભાગ્ય તૃષ્ણાનોકર ત્યાગવળી,
ખોલ પડદો અને બોલ સાચું;
ગર્વ તજી જ્ઞાન તું રાખ્ય રૂદિયા વિષે,
આત્મ ચિન્તા વિના કામ કાચું. મુકીને૦ ૩
જપી લેને જાપ બળેપુરવનાંપાપ વળી,
ઓળખી આપ સંતાપ ટાળે;

વાણીને વેદનો જાણી લે ભેદ તું,
બ્રહ્મ ભરપુર ભવમાંહી ભાળે. મુકીને૦ ૪
બહાર ને માંહી વળી ધુપને છાંય જ્યાં,
આંહીને ત્યાંય ભગવંત ભાસે;
ગણુપતરામ ઘટ માંહી વાસો વસે,
પ્રગટ પરમાતમા તુજ પાસે. મુકીને૦ ૫

—ooo—

# અથ શ્રી કલિયુગનો ગરબો.

( પુજું ગણુપતીના પાય, પુજું અંબિકાની પાવડીરે—એ રાગ. )

## પદ ૧ લું.

પ્રેમે પુજું હરી પાય, આઈ અંબા આરાધીએરે;
સહાય કરો રઘુરાય, શિવ શક્તિને સાધીએરે. ૧
કરૂં ગાન ધરૂં ધ્યાન, મારી બહુચરાજી બાઈનુંરે;
દેવી દીજે બુદ્ધિ દાન, માની સાચી સગાઈનુંરે. ૨
ભક્તિ કરવા છે ભાવ, દાવ આવ્યો છે આઇજીરે;
કરી રૂદેમાં ઉચ્છાવ, નાવ તારોને માઈજીરે. ૩
કળી કાળ તો કઠોર, જોર જબરૂ છે જેહનુંરે;
ભક્તિ ધર્મનો છે ચોર, કામ તેવું છે તેહનુંરે. ૪
કરો સહાય મંમાય, અલબેલી ઉગારીએરે;
ઘણો થાય અન્યાય, બાઇ બુડતાં તારીએરે. ૫
કળીજુગનાં તો કર્મ, ધર્મ લોપ્યો ધરણી વિષેરે;
મુકી માનવીએ શર્મ, પાપ ચાલ્યું ચારે દિશેરે. ૬

થયો લાજ કેરો લોપ, કહ્યું માને ન કામનીરે;
એવો કળિ કેરો કોપ, ભુંડું કામ કરે ભામનીરે. ૭
વિપ્ર મેલીને વેદ, કામ કૃશીનું આદરેરે:
સાળો ભકતોના ભેદ, દામ માટે દગા કરેરે. ૮
પ્રગટ્યા જુગમાંપાખંડ, સંતસાચાસંતાઇગયારે;
જુઠા જાણો જરૂર, શુદ્ર સઘળા સાધુ થયારે. ૯
વણીક માંડી વેપાર, પુરણ પૈસો ભેગો કરેરે;
લેઇ લોકોના દામ, દગે દેવાળું આદરેરે. ૧૦
પાડી બીજાનું નામ, હાટ માંડે બજારમાંરે;
કરે કોળીનું કામ, શેઠ શાણા સંસારમાંરે. ૧૧
થયો ભુપતીમાં ભેગ, રાજ બીજ બદલાઇ ગયાંરે;
મુરખ મિત્રિનો મેળ, રાંક રૈયત દુખીયાં થયાંરે. ૧૨
જુઠા જીતે જરૂર, સાચા હારે સંસારમાંરે;
ચઢ્યું પાપ કેરૂં પુર, નેષ્ટ ગુણ થયા નારમાંરે. ૧૩
પેઠું કોરટોમાં કુડ, લોભે થયા છે લાંચીયારે;
જેમ ઘુઘવેછે ઘુડ, પાપ મારગમાં પોચીયારે. ૧૪
વિપ્ર સાધુની વહાર, કોઈ ક્ષત્રી કરતા નથીરે;
નથી દેશમાં દાતાર, દુઃખ કેને કહીયે કથીરે. ૧૫
બંધ યજ્ઞ ને હોમ, સુમ ગ્રહસ્થી ઘણા થયારે;
દુઃખી વાડવ ને ગાય, દેખી નાવે દીલમાં દયારે. ૧૬
કરે સાસુની સેવ, મા ને માને નહીં માનવીરે;
બહેન કેરો નહીં બોજ, સાળી પહેરેસાડી નવીરે. ૧૭
પુજે પામર પાખંડ, સત્ય ક્યાંઈ સંતાઇ ગયુંરે;
ખોળી જોયા નવ ખંડ, કાંઇ કહેવાનું નવ રહ્યુંરે. ૧૮

કળિમાં તો આવો કેર, મેહેર કરોને માવડીરે;
પ્રેમે સાંભળી લ્યો પેર, આઈ આવોને આ ઘડીરે. ૧૯
રક્તબીજ આદી દૈત્ય પેહેલા, જુગે પેદા થયારે;
દીધું દેવતાને દુઃખ, ઘર મુકી નાશી ગયારે. ૨૦
સુરપતી લેઇ સાથ, સ્વેતગિરિ શરણે ગયારે;
જોઈ માતા કેરૂં મુખ, હાથ જોડી ઉભા રહ્યારે. ૨૧
મેહેર કરીને માત, આઇ અમર ઉગારીએરે;
કેહી માંડીને વાત, માય દાનવને મારીએરે. ૨૨
ઉઠયાં એ ઘડીએ આપ, આ.વ અમર ઉગારીયારે;
કરી દાનવને કોપ, શક્તિ અસુરને સંહારીયારે. ૨૩
હણ્યા શુંભ ને નિશુંભ, મધુકૈટભને મારીયોરે;
રોળ્યા રાવણ ને કુંભ, રક્તબીજને વિડારીયોરે. ૨૪
આદી અંત્ય માંહી માત સાચી તું સાંભળીરે;
કોઇ પામે ન પાર, કોટી મળીયા હોયે કવીરે. ૨૫
તુંહી પૃથ્વી પવન, પાણી જીવને પેખીએરે;
તુંહી અગની ગગન, દશો દીશ માંહી દેખીએરે. ૨૬
પંચ વિષય ને પ્રાણ, વાસ તારો વ્યાપી રહ્યોરે;
કરો કાળી કલ્યાણ, આઇ આશરો છે તાહારોરે. ૨૭
ગંગ સાગરને સુર, નુર તારૂં નારાયણીરે;
વ્યાપી રહી ભરપુર, પ્રેમે પુજુ પારાયણીરે. ૨૮
રાખો બાનાની લાજ, કાજ ભક્તો કેરાં કરોરે;
આઈ અરજી તો આજ, ઉલટ આણી ઉરમાં ધરોરે. ૨૯
દેશ કહાવે ડંઢાવ, ગામ વરસોડું નામછેરે;
ભલો બ્રાહ્મણનો ભાવ, સાભર કાંઠે મુકામ છેરે. ૩૦

વિપ્ર જાતે ઉદિચ્ય, ગોત્ર ગૌતમનું કહાવીએરે;
સાખ્ય કૌથમી ઉદીચ, શામવેદ સોહાવીએરે. ૩૧
ગાયે ગણુપતરામ, ગુણુ નારાયણીના નામનોરે;
માને કરીને પ્રણામ, કીધો ગરબો આ કામનોરે. ૩૨

॥ ઇતિશ્રી કળિયુગનો ગરબો સંપૂર્ણ. ॥



( રાગ મારૂ–કુમકુમને પગલે, પધારો રાજ કુમકુમને પગલે. )

## પદ ૧ લું.

રામનામમુખબોલ,ઓ મનવા તું રામનામમુખબોલ. ટેક.
લવતા બીજો અપરાધ લાગે, તારો નહીં રહે તોલ. ઓ૦ ૧
જઠરામાંજેણેતુજનેજાળવ્યો,કરીઆવ્યોગર્ભમાંકોલ. ઓ૦ ૨
ભાવ કરીને રામ ભજીલે, જીભે જવ ના છોલ્ય. ઓ૦ ૩
અંત સમે સાથે ન આવે, માયા કાયા મોહોલ. ઓ૦ ૪
ગણુપત કહે હરિગુણુ ન ગાયા, કર્મે થઇરે કથોલ. ઓ૦ ૫

## પદ ૨ જું.

રામ વિનાનીવાણુય, ઓજીવડાતુંજગમાંજુઠીજાણુય. ટેક.
ચર્ણરજે અહલ્યા ઉદ્ધારી, પાણીમાં તાર્યા પાષાણુ. ઓ૦ ૧
નામેરે ગુણકા નાર ઉગારી, પદ પામી પરમાણુ. ઓ૦ ૨
ભજન કરે તેની ભાવટ ભાગે, વેદ*કરે છે વખાણુ. ઓ૦ ૩
સગુણુ થઈ સહુને સુખ આપે, નીરગુણછેનીરવાણુ. ઓ૦ ૪
ભાવેરે ગણુપત ભજન કરી લે, જખમારે જમરાણુ. ઓ૦ ૫

## પદ ૩ જું.

રટને સીતારામ, ઓ રસના તું રટને સીતારામ. ટેક.
રામ વિના કોઇ કામ ન આવે, ઘરઅંતરસુખધામ. ઓ૦ ૧
રામ ભજન દયા દીનતા રાખે, હૈડે ધરજે હામ. ઓ૦ ૨
નામ ધુન્ય રાખ્ય રૂદેમાં, શ્રીપતી સુંદર શ્યામ. ઓ૦ ૩
રામ રટણ વિના પળ નવરહેવું,કરકારજ નીશકામ. ઓ૦ ૪
જગનીરે માયા ગણપત જુઠી, સાચા સુંદર શ્યામ. ઓ૦ ૫

## પદ ૪ થું.

ભવતારણ ભગવાન, ભજ મન ભવતારણ ભગવાન. ટેક.
ભવ તારે તને ભગવત કહીએ, એવું ગુરૂનું જ્ઞાન. ભ૦ ૧
મહામંતર ઉપદેશને આપે, દે જે મોક્ષનું દાન. ભ૦ ૨
હરી સમરણમાં હેતજ રાખો, મુકી માન ગુમાન. ભ૦ ૩
કાયા માયા કામ ન આવે, કરને પ્રભુ રસ પાન. ભ૦ ૪
ગણપત કહેગોવિંદગુણગાજે,સમજી સતગુરૂસાન. ભ૦ ૫

---

# નવિન વધારવામાં આવેલાં પદો.



( રાગ—ઠુમરી. )

## પદ ૧ લું.

દીલમાં પ્રગટો દીવડો ગુરૂગમ જ્ઞાનનોરે.દી૦ટેક.
અનુભવ સુરજ ઉદે થાશે, માયાનું અંધારૂ જાશે,
આતમ રૂપ પ્રકાશે, ધારણ ધ્યાનોરે. દી૦ ૧

વિકારસઘળાઅળગાજાશે,ઉનમુનીયેઅજવાળુંભાસે;
તૃષ્ણા ક્ષય થાશે, એ મારગ ધામનોરે. દી૦ ૨
નિર્વિકલ્પનેનિશ્ચેજાણો,આતમરૂપતણુંસુખમાણો;
કરતા કુણ પ્રમાણો, પ્રભુ રસ પાનનોરે. દી૦ ૩
લીન મટીને લીન થયોછે, કૈવલ્ય મુક્તિમાંહેગયોછે;
ગણુપત ગુમ થયો હેલાળીમાનનોરે. દી૦ ૪
( પદ રાગ ગરબી—અલબેલીરે અમે માત જોવાને જઈએ—એ રાગ. )

પદ ૨ જું.

નુઘરાની સોબતના કરીયે.કરીયેતોઅવમાંકયાંતરીયે. નુ૦ટેક.
નારદજીજ્યારેનુઘરાહતા. ત્યારેહરીયેમુખનવજોયુંરે,
સુકદેવજી ગુરૂજનક કરીયા, હું પદ સઘળું ખોયું. સો૦ ૧
શીવ બ્રહ્માને છે સદગુરૂ. ઈંદ્ર ગુરૂની કરે શેવરે;
પારવતિ ગુરૂ નારદ કરીયા, તારે વર્યા મહાદેવ. સો૦ ૨
વસિષ્ટ ગુરૂ શ્રીરામતણા, તેણે કહ્યું જ્ઞાન અગાધરે;
જોગ વશીષ્ટનો ગ્રંથ છે મોટો, રામ વશીષ્ટ સંવાદ. સો૦ ૩
કૃષ્ણાગુરૂ શુક્ર સંદીપ, કાવ્યા સીતાના વાલ્મીકરે;
ગણુપત નુંઘરા નરને તેડે, ના જઇયે નજીક. સો૦ ૪

પદ ૩ જું.

આ જીવત જુઠું જાણ, જીવડા જો જાગી;
આવો અવસર એળે જાય, ભ્રમણા ના ભાગી. ટેક.
સંસાર સુખ તું સાચુસમજ્યો, કુડું કીધું કાજરે;
માનવતનનોમહિમાનજાણ્યો,લેશનઆણીલાજ. જીવ૦ ૧
મંદીરમેહેડીમાલખજાના,મારૂંમાની મકલાયરે;

આવ્યો તારે કાંઈ ન લાવ્યો, જાતાં શું લેઈ જાય. જીવ૦ ૨
બાગ બગીચા બેઠક સારી, બંગલા કીધા બેસરે;
ગયું જોબનને જરા આવી, કાળા મટી ગયા કેશ. જીવ૦ ૩
બગીચેબેશીબજારેફરવું, બહુવિધકીધીબાહારરે;
ગણપત કે ભાઇ જ્ઞાનવિચારો, માથેજમનોમાર. જીવ૦ ૪

( રાગ સોરઠની છાયા. )

પદ ૪ થું.

અનુભવ સુરજ ઉદે કરો, જોતાં અંધારૂં જાશે;
અવસર ગયો તેઆવેનહીં, પછી પસ્તાવો થાશે,
મનખા જનમ હવે નહિ મળે. ટેક. ૧
વીરાસદગુરૂસાચાશોધીયે,જુવોજીવોર્નારેજાતયો;
પીંડ બ્રહ્માંડને પેખીયે, એવી વેદની વાતો. મન૦ ૨
અવની અનાદી કાળની, તેમાં જે નર જાયા;
કાળથી કોઇ ન ઉગરે, કુણુ રંક ને રાયા. મન૦ ૩
મહામણી મળીયો માનવી, માટે મારગે ચાલો;
અમૃત આવ્યું હાથમાં, તેને ઝડપીને ઝાલો. મન૦ ૪
કયાંથી આવ્યો ને કયાં જવું, તેનું કારણ કીજે;
પરખિયે પ્રીત્ય પુર્વ તણી, પ્રેમનો રસ પીજે. મન૦ ૫
કાયા માયા છે કાર્યમી, વેગે વણશીરે જાશે;
ગણપત ભજીયે ગોવિંદને, તારે ઠેકાણું થાશે. મન૦ ૬

( મુરખને જ્ઞાન કદાપિ ન થાય—એ રાગ. )

પદ ૫ મું.

ભજ તું ભાવ કરી ભગવાન,મોહનશએતારૂંમાન. ટેક.
ભજન જુવો અગસ્તનુંભારે, કીધું સાગર સ્નાન;

પ્રતાપ પ્રભુનો પુર્ણ જુવો, કરણે દીધું દાન. મોહ૦ ૧
સગાળશાયે સુત વધેર્યો, ધર્યું હરીનું ધ્યાન;
હરીશ્ચંદ્ર હાથે વેચાણા, મુકી માન ગુમાન. મોહ૦ ૨
પ્રેમ ભકતીને વશ છે પ્રભુજી, જુવો ગરૂનુ જ્ઞાન;
ભાજી વીદુરની ખાધીભાવે,પડયાંમુકી પકવાન. મોહ૦ ૩
સાત દીવસ સુકદેવે સુણાવી,કથાપરીક્ષતનેકાન;
ગણુપતરામ ગયા કુહી જોતાં, બેશીને વૈમાન. મોહ૦ ૪

## પદ ૬ ઠું.

અલ્યામનઓળખ્યઆત્મરામ,તુજનેજડશેતારોઠામ. ટેક.
ઘટમાં ગંગા ઘટમાં જમના ઘટમાં તારૂં ગામ;
ઘટ મઠ મહદાકાશે મહાલે, સઘળે સુંદીરશ્યામ. અ૦ ૧
ઘટમાં ચંદા ઘટમાં સુરા, તારા તેજ તમામ;
ગોવિંદને તું ઘટમાં ગોતે, રોમ રોમમાં રામ. અ૦ ૨
પીંડ બ્રહ્માંડને પ્રીત્યે પેખો, ઠાલો નથી કોઈ ઠામ;
ઝાડ પાહાડ જંતુ ને જળમાં, પ્રગટે પુરણુકામ. અ૦ ૩
જપ તપ તીરથ જોગ કરોને, દાહાડી ખરચો દામ;
સદગુરૂ વિના સમજણુ નાવે, ગાવે ગણુપતરામ. અ૦ ૪

( હુમેરે ગયાંતાં બેની સંત સભામાં—એ રાગ. )

## પદ ૭ મું.

પ્રથમ ગુરૂજીને પાયેરે લાગું,
જેણે આતમ ઓળખાવ્યો;
અનુભવ મારા ઉરમાંરે આવ્યો. ટેક.

સ્થુળ સુક્ષમ કેરો ભેદ જણાવ્યો,
સકળમાં અકળ દેખાવ્યો. અનુ૦ ૧
ઓહંગ સોહંગ તેતો નાભીથી ઉઠે,
સત્યમાં જઇને સમાવ્યો. અનુ૦ ૨
દુર જાણ્યો તો મેં દેવ હમારો,
પ્રીત્યે પાસે પરખાવ્યો. અનુ૦ ૩
ભ્રાંત્યો ભાગીને ભેદ ભરપુર જાણ્યો,
સદગુરૂયે સાનમાં સમજાવ્યો. અનુ૦ ૪
અસ્મર મંત્ર અવનાશીનો આપ્યો;
અમરપટો લખાવ્યો. અનુ૦ ૫
ઉઘડયો અનુભવ તારેથયુંરે અજવાળું,
પ્રેમ પીયાલો પાયો. અનુ૦ ૬
કોટી જનમ કેરી કુમતિ કાપી,
ગણપત ગોવિંદ ગાયો. અનુ૦ ૭

## પદ ૮ મું.

હમેરે ગયાં બેનિ સંત સભામાં,
હેતે હરીગુણ ગાયો;
પ્રેમરસ ગુરૂજીયે પાયો. ટેક.
જે રસ શીવ સનકાદીકે પીધો;
ગોપીયે ઘટમાં સમાયો. પ્રેમ૦ ૧
જે રસ શુક નારદજીને સોહીયે,
એ રસ હમને બતાવ્યો. પ્રેમ૦ ૨
જે રસ મીરાંના મનમાંરે વસીયો,

નરસીંહે જુગમાં જણાવ્યો. પ્રેમ૦ ૩
સાચુ સગપણરે જગમાં સદગુરૂ કેરૂ,
જુનો તે દેશ બતાવ્યો. પ્રેમ૦ ૪
જુઠું સગપણરે જીવડા જગતનું જાણો,
માયાના બંધમાં બંધાયો. પ્રેમ૦ ૫
અખંડ સોભાગણ મારે અભિમાન મુકો,
અક્ષરવર સોહાગ આપ્યો. પ્રેમ૦ ૬
મનુષ્ય જન્મનો તો મહિમા પિછાણો,
ભાણુપત ગોવિંદ ગાયો. પ્રેમ૦ ૭
( સુરતા લાગી છે મેની, લગણ લાગી છે--એ રાગ. )

પદ ૬ મું.

પાત્ર જોયા વિના પાન ન ધરીયે,
જોઇ જોઇ ડગલાં ભરીયે;
પરખ્યા વિના પ્રિત્ય ન કરીયે. ટેક.
કાગની સંગે તો કાગપણ આવે,
હંસના ગુણ નવ આવે. પર૦ ૧
વટલ્યું વટલાવે ને અભડ્યું અભડાવે;
કેહેવત જુગમાં કહાવે. પર૦ ૨
નીચની સોબતે નિચાંરે થઇયે,
ઉંચમાં ઉંચ ગણાઇયે. પર૦ ૩
અજાણ્યાં ફળ ખાધે આફુરે આવે,
લોકમાં લાજ ગમાવે. પર૦ ૪
જર જરા જોબનની જુગમાંરે હાનિ,

વાત રહે નહી છાની. પર૦ ૫
કરમાં દીવો લેઈ કુવે ન પડાયે,
ગણપત દુઃખ એની ઘડીયે. પર૦ ૬

પદ ૧૦ મું.

ભ્રાંત્યો ભાગીને હરી ભક્તિ આદરીયે,
શ્વાસ ઉશ્વાસે સમરીયે;
સંગત સદગુરૂનીરે કરાયે. ટેક.
ગુરૂ ગમથીરે શુકા જગ જીતે;
રાખી તે રૂદીઆમાં રીતી. સંગ૦ ૧
ઉગર્યો અજામેળ એ આવસરમાં,
મુનિવર મળિયા તે પળમાં. સંગ૦ ૨
કબિર ને કરૂણા રામાનુંજ કેરી,
ફંદ છુટયા ને ટળી ફેરી. સંગ૦ ૩
મીરાંને ગુરૂ ગોસાંઇજી મળીયા,
ફેરા સફળ તારે ફળીયા. સંગ૦ ૪
મેહેતો તર્યા મહાદેવની મેહેરે,
ગોવિંદ આવ્યા ઘેરે. સંગ૦ ૫
ગણપત કહે ગુરૂ દેવને પુજો,
શરણું હરીનું સુજે. સંગ૦ ૬

પદ રાગ ગોડી.

પદ ૧૧ મું.

આદ્યપુરૂષઅવિનાશીતું ભજમનઆદ્યપુરૂષ અવીનાશી. ટેક
જેના નામથકી જમ નાસે, પાંડ બ્રહ્માંડનો પ્રકાશી. તું૦ ૧

કમળા પતિનું સમરણ કરતાં, છુટે સેજ ચોરાશી. તું૦ ૨
અગમ અગોચર ઇશ્વર એછે, વિશ્વ સકળનો વાશી. તું૦ ૩
અંતરમાં આરાધ્ય અરે તું, સમરીલે શ્વાસ ઉશ્વાશી. તું૦ ૪
ગણુપત કહે જગમાં જન જીત્યા, વેદ વચન વિશ્વાશી. તું૦ ૫

## પદ ૧૨ મું

રામજી ભાર ન રાખે, સમજ મન રામજી ભાર ન રાખે. ટેક.
આદ્ય અનાદિની રીત્ય છેએવી, વેદશાસ્ત્રની સાખ્યે. સ૦ ૧
તુછ ભેઠ શ્રીકમળે કરતાં, નરનાં દુઃખ ખોઈ નાખે. સ૦ ૨
વિદુરજી વૈકુંઠ વસાવ્યા, ભુધરે ભાજીને પાખે. સ૦ ૩
તાંદુળ માટે સુદામાને તાર્યો, ભારતી એવું ભાખે. સ૦ ૪
હરનિશ હરી ઉપગાર ન રાખે, ગણુપત દીલમાં દાખે. સ૦ ૫

હૈયાના ફુટયા હરી સંગે હેત ન કીધું.

## પદ ૧૩ મું.

અનુભવી જનને, અખંડ આનંદમાં રહેવું;
બની આવે તો બંદગી કરવી દેવાય તો કાંઈ દેવુરે. અ૦ ૧
સુખ દુખનું કારણુ છે સાથે, હરખ શોક નવ કરીયે;
શ્વાસો શ્વાસ હરીનુ સમરણુ, આઠો પહોર ઉચરીયે. અ૦ ૨
કામ ક્રોધ ને મમતા માયા, એ ઉરમાં નવ આણો;
બાજીગરની બાજી તેતો, સરવે જુઠી જાણોરે. અ૦ ૩
એક રૂપ આતમનું જાણી કોઇથી કપટ ન કરીય;
હરિજનહોયતોહીંમતરાખે: [illegible]ણુપતદીલમાંનડરીયે. અ૦ ૪

## પદ ૧૪ મું.

જોને તું જીવડા, ભગવતનો ગુણ ગયો ભુલી;
ધન જોબનના ધમધમાટમાં, શીદ રહ્યો છે ફુલીરે. જો૦ ૧
જન્મ્યા પેહેલું પય જમાવ્યું, માતાના તન માંહી;
ગર્ભવાસ દુઃખે ઘેરાણો, તારૂં રક્ષણ કર્યું ત્યાંહીરે. જો૦ ૨
ઈંદ્રીયો તુજને કરી આપી, ઉદ્યમ કરવા માટે;
એ પ્રભુજીને અંતર માંહી, સમરો શીરને સાટેરે. જો૦ ૩
આ અવસર જો એળે ખોયો, પાછળથી પસ્તાશો;
ગણપતકહેગોવિંદભજ્યાવીણ,જમનેકાંધે જાશોરે. જો૦ ૪

( પદ રાગ ધોળ. )

## પદ ૧૫ મું.

નીગમ નિરંતર નેતીરે કેહેછે,
જીવ માયા થકી જુદોરે રેહેછે;
જેવું કરમ તેમાં તેવો વસેછે,
તો અગમ પુરૂષની અગમ ગતિરે. ૧
પીંડ બ્રહ્માંડનો પુરણ પ્રકાશી,
જળચર થળચર જંતુનો વાશી;
અખંડ અનાદ્ય એતો અવિનાશી,
તો કેહેવાય કેમ કોની વતીરે. ૨
ગુરૂગમ વિના તો ગોત્યો ન લાધે,
પ્રેમ થકી કોઇ પ્રેમી આરાધે;
સાધન સઘળાં સેજમાં સાધે,
તો અનુભવ જ્યારે આવી મળેરે. ૩

મહા સુરવીર કોઇ અમીર સમાણે,
વંકુનાળ કેરી વાટચોરે જાણે;
બ્રહ્મરંધ્રના ભેદ પ્રમાણે,
તો દેખતાં દિપ કોટિ બળેરે. ૪
પીયુશ ગંગામાં પ્રેમેથી નાહાવે,
પીયે અમરત તેને પાણી ન ભાવે;
જ્યોત્ય જોઈ જીવનો શીવ થાવે,
તો અમર થયો નવ આથમેરે. ૫
ભેદુ વિના કુણ ભેદજ ભાગે,
જળહળ જ્યોત્ય નિરંતર જાગે;
સંત સુરા તણાં શર આવિ વાગે;
તો ગણુપત રામને તે ગમેરે. ૬

( રાગ ભજન. )

પદ ૧૬ મું.

જીવડા ભેદ ન જાણ્યો, જગ સુખ જુઠું. ટેક.
આરે જગતમાંજેનર જાયા, અમરકાયાનહીં કોઈનીરે;
કોણ રંક ને રાયા, જગ૦ ૧
દેવ દાનવમુનિ માનવીસરીખા, કાળ કરી ગયો કોળીયો;
એમાં કોઇ ના ઉગરીયા, જગ૦ ૨
જોગી ભોગી તપસી ને ત્યાગી, દ્રષ્ટિયે કો નવ દેખીયેરે;
ગયા રાગી વેરાગી, જગ૦ ૩
સંસારસાગરમાહાજળમાયા,કરતાની કરણી કારમીરે;
કોઇ પાર ન પાયા, જગ૦ ૪

મૃગ તૃષ્ણા ભવમાં સમ ભાસે, પ્રાણી પીવાને દોડીયારે,
તેથી તૃષ્ણા ન જાશે, જગ૦ ૫
તે માટે તન માંહી તપાસો, ગણુપત ગોવિંદ ગાવીએરે;
હોય વૈકુંઠ વાસો, જગ૦ ૬
( પદ રાગ ઠુમરી—સીતા રામજી સગા છે સમજરે—એ રાગ. )

પદ ૧૭ મું.

અનુભવીયો આપ વિચારો, કોણ સરજનહાર તમારોરે. ટેક.
જેજે પદારથ જોયામાં આવે, જાુવાને કોણ જાણનારોરે. અ૦ ૧
સર્વેનો સાક્ષી શુધ્ધ ચૈતન છે, સત ચત રૂપ સંભારોરે. અ૦ ૨
મુકતથઇનેતમે માહારસ પીજો બીજાને પાઇને ઉધ્ધારોરે. અ૦ ૩
કહે ગણુપત ગુરૂજ્ઞાનજો પામો, તમે એના એતમારોરે. અ૦ ૪
( હું વારી સારા વીરારે, ના કરીયે સંગ નીચનો રેજી—એ રાગ. )

પદ ૧૮ મું.

અનુભવિ આવોરે, આપણા દેશમાંરેજી;
ભાવ થકી ભજીયે શ્રી ભગવાન, દેશનિ તો વાતોરે;
દલથકી દાખીયેરેજી, હરખે તો કરીયે હરીરસ પાન. અ૦ ૧
મરજીવાને તોરે, ત્યાં મોજો મળેરેજી;
પાપીને તો બાંધી મારે છે માર, ધર્મ કર્મનિરે,
હારી જ્યાં ધારણારે, વૈષ્ણવને તો વરતેછે જેજેકાર. અ૦ ૨
અખંડ ખુમારીરે, ચડી રહી અંગમાંરેજી;
રોમે રોમે થઇ રહ્યો રણુંકાર, જીવ થાય શીવરે,
જાુગતિનેજાણુતારેજી, તેજતણોમચી રહ્યો એ તાર. અ૦ ૩
સંશેને સમેટીરે, ભળો સતસંગમાંરેજી;

ધરો તમે જક્તાપતિનું ધ્યાન, આદિ અંતે મધ્યેરે,
માની લેજયો માન.વરેજી,ગુરૂગણુપતનું એવું છેજ્ઞાન. અ૦ ૪

તુમ મારા વિઘન હરોરે, ભોળાનાથ ડાંગંબર. એ રાગની કાફી.

## પદ ૧૯ મું.

ભક્તિ કેરા ભોગીરે,
જુગમાં કોઇ જન જાણો. ટેક.
ભક્તિના ભેદને જે જન જાણે,
એ જુક્તિવાળા જયોગીરે. જુગમાં૦ ૧
ગોવિંદગુણુ જેના ઘટમાંન આવે,
આદિ અનાદીના રોગીરે. જુગમાં૦ ૨
શ્વાસ ઉશ્વાસે શામને સમરે,
એ સાચા સંજયોગીરે. જુગમાં૦ ૩
પોતાનું મેળવેલું પોતે જો વાવરે,
એજ ખરા ઉદ્યોગિરે. જુગમાં૦ ૪
પોતાનું મેળવેલું પરહાથે પોકયું,
નક્કી એ નિરઉદ્યોગીરે. જુગમાં૦ ૫
ગણુપત ગોવિંદ ઘટમાં બિરાજે,
જીવત જોત જાગીરે. જુગમાં૦ ૬

## પદ ૨૦ મું.

રાગ કાફી. ધીરાના પદનો ઢાળ.

ગોવિંદ કેરા ઘરનીરે, વાતો વિરલા જાણે;
સમજયા એ છુપાયારે, ઠીને બેઠા ઠેકાણે. ટેક.
અવીન્યાશીનું ઘરછે અળગું, જેવી લંબી ખજુર;

ચડે તો ચાખે પ્રેમરસ, પડે તો ચકમાચુર,
મહારસ ઘણો મોંઘોરે, મરજીવા મોજે માણે. સ૦ ૧
બિજબળહોયતેસુંતરૂવરઉપજે, તરૂવરથીબિજથાય;
તરૂવરનું મુળ જો ખુંજે, એ બે પૃથ્વી કેહેવાય;
ભ્રમણા તેની ભાગે રે, મુક્ત કોઈ એ જાણે. સ૦ ૨
જ્ઞાન ગોવિંદ ઘટમાં બીરાજે, ધ્યાન કર્યે દ્રઢ થાય;
કથની કથ્યે કાંઈ પાર ન પાવે, સમજે તે સમાય;
માહા મુક્ત હોય મોહોટારે, વેદ તેને વખાણે. સ૦ ૩
પાંચમાં પ્રલેનો પ્રકાશ કરીને, પંદરમાં કરી પ્રીત,
નામ રૂપથી પડીયો ન્યારો, નહી પરથી પ્રીત્ય;
ગણુપત એવા જ્ઞાનારે, અન્યાશી ઉરમાં આણે. સ૦ ૪

પદ રાગ ઠુમરી. સીતારામજી સગા છે સમજરે.

## પદ ૨૧ મું.

મરજીવા માહારસ માણે, માણે માણે માણેરે. મ૦ ટેક.
અકળસકળઘટવ્યાપકસંતો, સાનેએસતનવતાણેરે. સ૦ ૧
તૃષ્ણા ત્યાગી થયો અનુરાગી, જેને વેદ વખાણેરે. મ૦ ૨
સદા બ્રહ્માનંદ સુખમાંઝિલે, સંશયશોક ન આણેરે. મ૦ ૩
ગણુપત ગોવિંદ જેના ઘટમાં, ઠરીને બેઠા ઠેકાણેરે. મ૦ ૪

## પદ ૨૨ મું.

આનંદી આનંદમાં રેવું,
સુખ દુઃખ સેજે આવે તેને સેહેવુંરે. આનં૦ ટેક.
કોઈ દીન મિઠા મેવારે મળિયા,
કોઈ દીન અંન નવ લેવુંરે. આનં૦ ૧

કોઈ દીન કોટી દામ કોઠારે,
કોઈ દીન શીરપર દેવું રે. આનં૦ ૨
કોઇ દીન દાન દુજાને દેવું કે,
પરઘેરે જયાચવા જાવું રે. આનં૦ ૩
ગણુપત કોઈ મુક્ત એવા મળે તો,
મોતીડે લેઇને વધાવું રે. આનં૦ ૪

## સગુણ આરતિ.

જયદેવજયદેવ જય સહ્રચિદ સ્વામી, પ્રભુજયસહ્રચિદસ્વામી;
અખંડ અનાદી ઇશ્વર, નિરગુણ બહુ નામી. જય૦ જય૦ ૧
ધર્મ સનાતન ધરતા, કારણ જુગકરતા: પ્રભુ. ( ૨ )
નામ થકી અઘ નાસે, ભવના ભય હરતા. જય૦ ૨
સુરનર મુનિવર સેવે, વિશ્વ રહ્યા વ્યાપી:પ્રભુ ( ૨ )
રવિ શશિ રચીઆકાશે, સ્થીરપૃથ્વી સ્થાપી. જય૦ ૩
પુરણ તત્વ પ્રકાશી, શ્રીગુણ કર્યા તેવા; પ્રભુ. ( ૨ )
માયા રચી મનમોહન, દેવતણા દેવા. જય૦ ૪
જગના કરતા જાણી, સંત કરે સેવા; પ્રભુ. ( ૨ )
જે જન જેવા જાણે, તેને છો તેવા. જય૦ ૫
નામરૂપથીન્યારા, અવિચળઅવિનાશી; પ્રભુ. ( ૨ )
ઘટ ઘટ વાશી ગોવિંદ, રસીયા સુખ રાસી. જય૦ ૬
તતપદ ત્વંપદ ત્યાગી, અસીપદ ૐકાર; પ્રભુ. ( ૨ )
આનંદરૂપ અનોપમ, પ્રેમીને પ્યારા. જય૦ ૭

સર્વાત્મા સુખસિંધુ,ભરપુરરહ્યા ભાષિ; પ્રભુ. ( ૨ )
અગમ અગોચર આપે, વિશ્વ રહ્યા વાસી. જય૦ ૮
એકોહં બહુસ્યામી, એ શ્રુતિ કહેછે; પ્રભુ. ( ૨ )
વેદ તણા જે વેત્તા, રટણ કરી રહે છે. જય૦ ૯
તુરીયાતીત તમે છો, ત્રીભુવનથી ન્યારા; પ્રભુ. ( ૨ )
ચિદાનંદ ચૈતનમય, શુભ સરજનહારા. જય૦ ૧૦
એક થકીછો અનેક, બ્રહ્મ સભર ભરીયા;પ્રભુ. ( ૨ )
સત્યમેવ જયદેવ, ઠામ સકળ ઠરીયા. જય૦ ૧૧
સમસ્ત ગુણ નિલયં, કરતા કલ્યાણી; પ્રભુ. ( ૨ )
નાથ નિયંતા ભવના, વેદ વદે વાણી. જય૦ ૧૨
પરા પાર પરમેશ્વર, બાવનથી અલગ; પ્રભુ. ( ૨ )
અકળિત અમિત અનાદી, નાસ થકી ન્યારા. જય૦ ૧૩
સ્વયં પ્રકાશી સ્વામી, છો અંતરજામી, પ્રભુ. ( ૨ )
કરૂણા કરજો કેશવ, સમરૂં શિર નામી. જય૦ ૧૪
નિરગુણ નાથની આરતી,જે સાને ગાશે;પ્રભુ. ( ૨ )
કેશવ કેરી કૃપાથી, જન્મ મરણ જાશે. જય૦ ૧૫
નિર્માની નિષ્કામી, પદ તારૂં પામે; પ્રભુ. ( ૨ )
ગોવિંદ તવ ગુણ ગાયા, રચી ગણપતરામે. જય૦ ૧૬

## સગુણ આરતિ.

જયદેવ જયદેવ જય અંતરજામી, પ્રભુ જય અંતરજામી,
અક્ષરવાસી ઈશ્વર, બળવંત બહુ નામી. જયદેવજયદેવ૦ ૧

મચ્છ કચ્છ વારાહ, નરસિંહ નારાયણ; પ્રભુ. (૨)
વાસવ માટે વામન પ્રગટયા પારાયણ. જય૦ ૨
મોહનીરૂપે મથીયો, સાગર શામળીયા; પ્રભુ. (૨)
આપે સુરના ઉપર, અઢળક થઇ ઢળીયા. જય૦ ૩
ધનવંતર દિક્ષધારી, વૈદ્ય બન્યા વારૂ; પ્રભુ. (૨)
યજ્ઞ થયા હરિ હેને, યોગ પ્રગટ સારૂં. જય૦ ૪
નરનારાયણ નોતમ, તપસ્યા કરી નેવી; પ્રભુ. (૨)
માતાની કરી મુક્તિ, કપીલજી કેવી. જય૦ ૫
કરવા જોગનું કાજ, પ્રગટયા દત્ત હરિ; પ્રભુ. (૨)
અત્રિ ઘેર અનુપમ, દ્વિજકુળ દેહ ધરી. જય૦ ૬
ફરશુરામ લેઇ ફરશી, મહીપતિને માર્યા; પ્રભુ. (૨)
રામે રાવણ રોળી, નિશિચર નિવાર્યા. જય૦ ૭
બોધ કર્યો બ્રહ્માને, હંસ થઇ જોને; પ્રભુ. (૨)
પરમ હંસ પદ પામ્યું, રૂષભ થયા પોતે. જય૦ ૮
પ્રગળ કરી પૃથ્વીને, પૃથુ થઇ પધારા; પ્રભુ. (૨)
હય મુખ હણીયો હયગ્રીવ, હરકત હરનારા. જય૦ ૯
નવધા ભક્તિ નીરમી, નારદ રૂપ ધરી. પ્રભુ (૨)
સનકાદિક વિધિ સુત થઇ, વિચર્યા બ્રહ્મ વરી. જય૦ ૧૦
પુરાણ રચીયાં પાવન, વ્યાસ બની વિદ્વાના; પ્રભુ (૨)
ગજેન્દ્ર માટે ગોવિંદ, ચક્ર ધરી ચાલ્યા. જય૦ ૧૧
ગૌલોકેથી ગોકુળ, આવ્યા અલબેલા; પ્રભુ. (૨)
ગોપી ગોપ ઉદ્ધાર્યા, સુંદર વર છેલા. જય૦ ૧૨
બુદ્ધ સ્વરૂપે બેઠા, કેશવ નિષ્કામી; પ્રભુ. (૨)
કલકી તનુધરી કરશો, સતયુગ શુભ સ્વામી. જય૦ ૧૩

એ ચોવીશમાં ચિત્ત, થીર જેનું થાશે; પ્રભુ. (૨)
ગણુપત ગોવિંદ ગાતાં, જન્મ મરણુ જાશે. જય૦ ૧૪

શણુગારના ગરબાનો રાગ.

આજ આણુંદ અપાર મારા અંગમાંરે લોલ,
ગુણુ ગોવિંદના ગાવા સત સંગમાંરે લોલ. ૧
આપે મતિ ઇશ એવું ઉચરાયછેરે લોલ,
કૃપા કેશવની ઠીક જેને થાયછેરે લોલ. ૨
નહિ પીંગળ પુરાણુ ભણી ભાંખીયુંરે લોલ,
રામ નામ એક રૂદેમાંહી રાખીયુંરે લોલ. ૩
દીન જાણી કવી પંડીત દયા કરારે લોલ,
સંત વૈશ્નવનો આજ મુને આશરોરે લોલ. ૪
કર્યો ગ્રંથ હરિ પંથ પદ પામવારે લોલ,
વિષય વાસનાને દેહી દુઃખ વાંમવારે લોલ. ૫
વિપ્ર ઉદીચ્ય ત્રિપાઠી અડક છે સમીરે લોલ,
શામવેદ શુભસાર સાખ્ય કૌથમીરે લોલ. ૬
સંવત ઓગણી ને સાથ્ય અડતાળીશનીરે લોલ,
માઘ સુદી દશમી ને અર્ક વાર્નીરે લોલ. ૭
ગામ સાબર સમીર તીર જાણીયેરે લોલ,
વરસોડું ગામ વીગતે વખાણીરે લોલ. ૮
વાસ વિશ્વંભરે આપીયો ત્યાં મનેરે લોલ,
તાબે સાદરાને પાસ પ્રાંતિજ કનેરે લોલ. ૯
ગોત્ર ગૌતમનું ગુણુ નીધિ જ્ઞાનમાંરે લોલ,
ગણુપતરામ ગુણુ ગાય, ધરી ધ્યાનમાંરે લોલ. ૧૦

સમાપ્ત.

## સ્તુતિ.

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ,
સૌનું કરો કલ્યાણ. (ટેક)
નરનારી પશુ પક્ષીની સાથે, (૨)
જીવ જંતુનું તમામ. દયાળુ૦
જગના વાસીઓ સૌ સુખ ભોગવે, (૨)
આનંદે રહો આઠો જામ. દયાળુ૦
દુનિયામાં દરદ દુષ્કાળ પડે નહિ, (૨)
લડે નહિ કોઈ ગામ. દયાળુ૦
સર્વે જનો સુખકારી થઈ ને, (૨)
વળી વધે ધન ધાન્ય. દયાળુ૦
કોઇ કોઇનું બુરૂં ન ઇચ્છે, (૨)
સૌનું ઇચ્છે સૌ સમાન. દયાળુ૦
પોત પોતાના ધર્મ પ્રમાણે, (૨)
સર્વ ભજે ભગવાન. દયાળુ૦

---